બનાવી પ્રગટ

ા શેવકરામ નાના

રહેવાસી વીરપુર.



કુતીયાણા પાસે રાણા કંડોરણાના પટેદાર.

અમદાવાદમાં.

"ગુજરાત ગેઝેટ" પ્રેસમાં મુદ્રાંકિત કર્યું.

કીમત છ આના.

૩૯૫૨

ખુદાવિંદ મહેરબાન નેકનામદાર
બમનજી એદલજી મોદી
સાહેબ હજુર ડેપ્યુટી
કલેકટર સાહેબ–

ભરૂચ.

---

આપ નામદાર મોટા પરમારથી ને ઉદાર સ્વભાવવાળા સર્વત્ર પ્રસીદ્ધ છો. સંવત ૧૯૩૪–૩૫ ની સાલમાં પડેલ દુષ્કાળમાં પોતાના પદરથી હજારો રૂ. ખર્ચી અનેક ભુખે મરતા લોકોનો બચાવ કર્યો છે. વળી નીરંતર દેશોન્નતી માટે ઉત્સુકને વ્યવસાયી છો તેથી એવા પવીત્ર ગુણોથી મોહીત થઈ હું આપનો આજ્ઞાનુયાયી આશ્રીત આ નવીન ને મનોરંજક કાવ્ય ઉમળકાથી અર્પણ કરૂ છું.

હું છું
આપનો આજ્ઞા આધીન
શેવકરામ નાનાભાઈ શુકલ.

# सुधारक सींहनु चरीत्र.

## અધ્યાય ૧ લો.

### ઢાળ.

[1]શ્રેય [2]શ્રીયામતી આનંદાતા મુનીવર દેવ [3]ગણેશ,
પરમેશ્વરના ચર્ણ કમળને પુજુ પ્રેમ વિશેષ.
સહનસીલ ગંભીર [4]ગુણપતી ઉદર વિશાળ મહાન,
ચતુર્દીશા ભુજ ચારે કરીને પાળી રહ્યા ભગવાન.
સિંદુર ચર્ચિત ગાત્ર તેજસ્વી આભુષણ અવતંસ,
સુત કે સુર્યનોં ઉદય કરો, કરો, વિઘ્નાંધકાર વિદ્ધંસ.
બ્રહ્મતનયા ભારતી સતી સુદ્ધ ગુણ ભંડાર,
સરસ્વતી દે વિમળ મતી કરૂં વીનંતી વારંવાર.
સુચીત્ર સુંદર હંસવાહિની ગૌરવર્ણ સમસ્ત,
વદન તેજ અમોઘ આગળ પામે શશી રવી અસ્ત.
તું વેદ ગર્ભા ગિર્વાણ ચર્ચિત સુગંધી પુરાણ,
ષડશાસ્ત્રના શૃંગાર વસ્ત્રો ધર્મ તણાં પરિધાન.
હે માત શેવક જાણી મુજને મનમાં આણો મહેર,
દો દોષ રહિત રસ ભરપુર વાણી ગંગોદકની લ્હેર.
હું ચીંતવુ મનમાં સદા ગુરૂ ચર્ણ તીરથરાજ,
ભય પાપ દુર્મતી ભ્રષ્ટતા કુકર્મ બાળવા કાજ.
પરિબ્રહ્મનું ધરી ધ્યાન મનમાં પોતે થાઉં પવિત્ર,
રાય સુધારકસિંહતણું કહુ રંજક સુખદ ચરિત્ર.
વર્તમાન આર્યાવર્ત નામે દેશ મહાન વિશાળ,

---

૧ કલ્યાણ. ૨ લક્ષ્મી. શોભા. ૩ જથાના ઇશ્વર. ૪ ત્રણે ગુણના ધણી.

ગિરિઘાટ નદી નદ સરોવરોથી રમણીક ભુમી રશાળ.
સહુ રત્ન કેરી ખાણુ ઝાઝો દેશ જાજવલ્યમાન,
જેની રાજધાનીનું શહેર સુશોભીત નામે દેશાભિમાન.
છે દરવાજા બાર વીશે રૂડાં વીધાવજ્ર કમાડ,
ગડીબંદ ગઢ છે ગીરી ઉપર આશપાશ મોટા ખાડ.
વીશ કોશનો વીસ્તાર એવો ધીગા મજબુત કોટ,
કાચા પોચાની છાતી નહી કે તુર્ત ચલાવે ચોટ.
સુખ સાંતીમાં સહુ લોક રહે ધનવાન મોટા શેઠ,
જેની હવેલીયો હારોહાર ઉંચી ગગન અડી છે ઠેઠ.
ભાત ભાતના ચીત્ર આરસપાણુ અગાશીની ઓર,
વૈભવ વસ્તી એ પુર્ણ ભરેલી વિસ્તીર્ણ બાંધી પોળ.
તે નગર મધ્યે રાજ કરે પરમાર્થ સેન પવીત્ર,
ગુણ લક્ષણ રૂપ નિધાન જેનાં જગવીખ્યા ચરિત્ર.
યજ્ઞ યાગ ગણાએક કીધા પામ્યો જશ વિસ્તાર,
ન્યાય થકી કરે ડંડ દુષ્ટને સજ્જન ને સતકાર.
પરાક્રમે સહુ દેશ કર્યા વશ જીત્યો સ્વયંવર સાત,
પતિવ્રતા પદ્મમણીયો સાતે પામ્યો જગ વિખ્યાત.
તે મધ્યે સતી શીરોમણી પટરાણી પૂરણ કામ,
સુખસાગર રૂપ રસાલ જેનું શાંતી એવું અભિધામ.
શરદપૂનમનો શોભે જેવા કલંક હીન મયંક,[૧]
વદન એવે વેણુ અમૃત ઝરતાં અતીરસ આડો અંક.
સુંદરી શુભ શણગાર શોભીત સુંદતાનું સ્થાન,
દેવને દુર્લભ તેને પરણ્યા ભુપતિ બહુ ભાગ્યવાન.
એમ ગૃસ્થાશ્રમમાં ભુપતિ પાળે પોતાનો ધર્મ,
પ્રજા સર્વે સદગુણે વર્ત્તે ન કરે કુડાં કર્મ.
એમ કર્યું ગણા દીન ધર્મે કરી નીષ્કંટક રાજ્ય નરેશ,
પછી પુત્રીઓ થઇ બે ભૂપને સુંદરતા રૂપ વિષેષ.

---

૧ ચંદ્ર

સુશીક્ષાતી તીક્ષા—નામ તેમનાં રાજ્ય કુળ આચરણ,
ચીત હર ચતુર રૂપાળીઓ બંને ચંચળ ચંપકવરણ.
જેમ ચંદ્ર વધે સુદ પક્ષનો રૂડા મહીમાય,
એમ દીન દીન પ્રત્યે વધવા લાગી બંનેની રૂપ કળાય.
વળી નીત્ય ભણવા જાય નિશાળે બહુ ગુણ ભણતી બાળ,
મહેતાજી સંપૂર્ણ વિદ્યાસાગર વીમળ બુદ્ધિ વિશાળ.
વિદ્યારામ છે નામ તેમનું રાજગુરૂ પણ એજ,
વિપ્ર શિરોમણિ વૈભવ ત્યાગી તનપર તપતું તેજ.
તે નગરમાં નિશાળ ભણાવે રાજગુરૂ ગુણવાન,
બાળકબાળકિયો બહુ આવે શીખે વિધવિધ જ્ઞાન.
ત્યાં રહી બંને રાજકન્યાયો શીખી સદગુણ સાર,
ચાતુરી લક્ષણ શાસ્ત્રનીતિનો પુરણ લીધો પાર.
પરમાર્થસેન ભુપાળને હતો બંધવ બીજો એક,
મતીવીભ્રમ નામે મહા બળીયો જાણે યુક્તિ અનેક.
યુદ્ધ કળાએ પ્રવિણ પ્રપંચી! છળ બળ કુશળ વીશેષ,
પણ નીતીશાસ્ત્ર પુરાણ શ્રુતીમત તે નવ જાણે અશેષ.
તે મોકલ્યો હતો મુલક જીતવા વશ કરવા રાજંન,
તેણે યુદ્ધ કરીને જીત્યા સર્વે આવ્યો રહી ઘણા દીન.
નીજબંધુને ચરણે નમ્યો પછી મળીયા બંને વીર,
પછી રાજકાજ સમાચાર પુછયા કુશળ ક્ષેમ શરીર.
એવામાં નજરે પડી પેલી બંને નૃપની બાળ,
તે રાજપુત્રીઓ જાણી મનમાં ચઢીયો વિપરીત કાળ.
અરે ભાઈ આ પુત્રીયો શાને ઉછેરી મતી અંધ,
બરાબર કૂળવાન કીયાની સાથે થાશે સંબંધ.
વળી રાજ ખજાનો ખાલી કરશે જન્મ વ્હેવી વેઠ,
ઉપરા ઉપરી અવશર આવશે ઠરી નહી બેસો ઠેઠ.
તેં પયપીતી પુત્રીયો કરી નહીં આ શો કીધો અધર્મ,
વળી ભણવા બેસાડી જણાય છે એતો કીધું અઘટીત કર્મ.
ત્યારે ભુપ કહે સુણ ભ્રાત મુજને શી આપે શીક્ષાય,

પયપીતી પુત્રીયો કર્યા થકી પાતક મોટું થાય.
બાળક હત્યા શાને કરીયે દૈવના થઇએ ચોર,
સાંખી રહે કેમ સરવેશ્વર એવું વિપરીત કર્મ કઠોર.
મેળવશે વિધિ સંજોગ તેની સાથે કરીશું સંબંધ,
સ્વયવંર કરી પરણાવીશું બહુ ખર્ચ કરીશું બંધ.
ભાંડ ભવાઇ તથા ગુણકા નૃતને ત્યાગ કરીશું તેહ,
કરી પરમારથ પંડીત પોષણ આગળ આવે એહ.
વળી કુળવાન કહીશું તેને અમે શુભ લક્ષણ ગુણવીદ્વાન,
ક્ષત્રીવટ શુરો પરાક્રમી વળી નવ કરે વારૂણી પાન.
ન્યાય નીતિનાં શાસ્ત્ર ભણેલો રાખે વીપ્ર વકીલ,
નિષ્પક્ષપાતી ન્યાય કરે વળી સાંભળે અરજી અપીલ.
એવો રાય પ્રજાહીતકારક ચંચળ કહીએ તે કુળવાન,
પછી વંશ આવે તેવે ઉપન્યો એતો ગણવું મિથ્યાભિમાન.
એદી અફીણી અન્યાયી મુરખ કરે વારૂણી પાન.
પર ભુમી પરધન પરસ્ત્રી લંપટ એજ નહિ કુળવાન.
વળી સ્ત્રીઓ ભણ્યા થકી જાય બગડી એ પણ મીથ્યા વ્હેમ,
નીતી શાસ્ત્ર સારાસાર જાણ્યે કુકર્મ કરશે કેમ.
કોઇ ભણી કદી બગડે કામની ગણવું અધુરૂ જ્ઞાન,
શાંત વિચારે પતીવ્રત પાળે વનિતા જે વિદ્વાન.
દમયંતી સીતા દ્રૌપદી સતીયો ભણેલી એહ,
સંકટ ઝાઝાં સહન કર્યાં પણ દ્રઢવ્રત રહીયો તેહ.
મીરાંબાઇ પણ ભણી હતી જેને મળ્યા જગદાધાર,
પ્રખ્યાત જેની ગુજરાત આખે કવિતા [૧]પ્રેમી અપાર.

**વલણ.**

કવીતા પ્રેમી અપાર એની ભણવાથી થઇ ભ્રાતરે,
ભણ્યા વીણુ આવે નહીં એવી વીમળ મતી વિખ્યાતરે.



૧ પ્રેમ રસવાળી.

## અધ્યાય. ૨

### રાગ મલ્હાર.

ઉમયા નંદન આનંદ મુરતી સીંદુર ચર્ચિત અંગજી,
એક દંત ઉજ્વલ દીર્ઘ ઉદર સુઢ સુહાસ્ય મોદ તરંગજી.
કોટી [1]ગભસ્તીનું તેજ માંગલ્ય ઐશ્વર્યનો સમુદાયજી,
ચીંતવતાં સહુ વીઘ્ન સાથે પાતક દુર પળાયજી.
પશુપતી પુરૂષોતમ હે પરમેશ્વર પુરણ કામજી,
શક્તીપતી શીવશરણત્રાતા શેવકના સુખ ધામજી.
શુદ્ધ કર્પૂર ગૌરવરણ શત કોટી સૂર્ય પ્રકાશજી,
ત્રીનેત્ર સુંદીર વિશ્વોપકારક ચંદ્ર સૂર્ય [2]હુતાશજી.
અખંડ જ્યોતી અખીલ જગ આત્મા અનન્ય પુરૂષ એકજી,
કરૂણાસિંધુ માન્ય કરો વાણી અમૃતનો અભિષેકજી.
પ્રદીપ્ત અગ્નિની જ્વાળે કરી બળે શુષ્ક તૃણ સમુદાયજી,
એમ ઈશ્વર કેરા સ્મર્ણથી બળી પાપ ભસ્મીભુત થાયજી.
હે કોટી બ્રહ્માડના ભુપ દુઃખ ભય હરણ ભોળાનાથજી,
કરો અનુગ્રહ શેવક જાણી હું નમુ જોડી બે હાથજી.
વંદુ સજ્જન સાધુ સુધારા સાથી પુરૂષ સમસ્તજી,
સ્વદેશહીતનો હરેક રસ્તો હવે લઇ બેસો હસ્તજી.
સહુ ધર્મ શાસ્ત્રના પંથ જાણે આણે વિષય મુળઅંતજી,
[3]નિગ્રહેન્દ્રીય નિયતાત્મા સમરથ સદગુણ સાગર સતજી.
એઠા ઇશ્વરનું ધ્યાનજ ધરતા નામ નૌકા મોઝારજી,
જ્ઞાન ભક્તિ વૈરાગ સાથે ઉતરવા ભવ પારજી.
જપ તપ તીરથ વ્રત આચરતા કરતા બ્રહ્મની ખોજજી,
શાંતી દયા ગુણ સાત્વીકતા અદભૂત સુંદર ઓજજી.
જેના દર્શને થઈએ પાવન પામીયે પુરણ સીદ્ધિ પ્રસાદજી,
એવા સંતને નામુ શીશ નીર્મળ ચીતે તજીને પ્રમાદજી.

---

૧ સૂર્ય. ૨ અગ્નિ. ૩ ઇંદ્રીયોને નીયમમાં રાખનાર.

હું મતીગતીહીન મુરખ દંભી સર્વે કવીનો રાંકજી,
સ્હાય સરસ્વતીયે શબ્દ કહુ બે કરૂણા કરીએ કાંકજી.
હવે પરમાર્થસેન સ્વયંવર સાથે જીતી પરણ્યો જેહજી,
પદ્મગુણીયો પતીવૃતાઓ સાતે સુંદરીયો શુભ દેહજી.
તેમાં મુખ્ય શાંતી તેને થઈ બે પુત્રીઓ ગુણ ભંડારજી,
નીશાળે ભણી ગણીને સરવે શીખી સાર અસારજી.
ત્યારે મતી વીભ્રમ જે ભ્રાત ભુપનો કરવા લાગ્યો દ્વેષજી,
૧પયપીતી પુત્રીયો કરી નહી નહી ઠીક કીધુ નરેશજી.
તે વચન સુણી ભ્રાતને દીધી શીક્ષા જે અવિરોધજી,
સમજ્યો તદા ચીત શાંત થઇને દુર કર્યો સહુ ક્રોધજી.
એ વાત આવી પૂર્વ અધ્યાયે સાંભળો શ્રોતા જનજી,
શી રીતે રાય સુધારકસીંહ એ પ્રગટ થયો પાવનજી.
ભુપતી કેરે ભવન નીશાયે કરતા વ્યાસ કથાયજી,
ઇશ્વર ચરચા મહજજન આખ્યાન સાંભળે રાણીરાયજી.
એક દીવસ એ આવી કથા સુત વીના શો સંસારજી,
વ્યર્થ જીવિત સુખ વૈભવ સતીયો ભુવન ધન ભંડારજી.
જેમ વિનય વીના વીદ્વાન ન શોભે વણનીરની સરીતાયજી,
કાયા પ્રાણવીના નવ શોભે પુત્ર વીનાની માયજી.
ભક્તી ભાવ વીના નવ શોભે ભાવન શોભે અજ્ઞાનેજી,
જ્ઞાન રહીત વૈરાગ્ય ન શોભે દાતા ન શોભે અદાનેજી.
પંડીત પણ શોભે નહી પુરણ વીના પરિક્ષક રાયજી,
દીનમણી વીના દીવસ ન શોભે નહીં ચંદ્ર તેવી નીશાયજી.
કંઠ વીના નવ ગાયન શોભે નીયમ વિના વ્રત નેટજી,
પતીવૃતા વીણ પુરૂષ ન શોભે શાહાપણ વીણ શેઠજી.
સુતવીણ સંકટ સમયમાં વગા કોણ આવી કરે વારજી,
શરીર અશક્ત થયા પછી ધરનો કોણ ચલાવે કારજી.
ઘડપણમાં ખાટલેથી ઉઠીને પાણી પીવાના સાંસાજી,

---

૧ દુધ પીતી.

માઠી વેળામાં મદદ કરે કોણ ફેરવે સુતવીણ પાસાંજી.
મૃત્યુ અચાનક આવીને પકડે રહી જાય અધુરૂ કામજી,
સૂતવીના કોણ પુરૂ કરે કોણ આપે હૈયામાં હામજી.
મર્ણ પાછળ વીધી કોણ કરે જે શ્રુતી અનુસરતી શ્રેષ્ટજી,
શ્રાદ્ધ સપીંડીત કોણ કરે જો પુત્ર ન હોયે પેટજી.
વળી રહી જાય રણ કાંઇ કારણથી પછી કોણ કરે રણમુક્તજી,
પૈસો વધે પરમાર્થ કરે કોણ ભુવન કરે વળી ભુક્તજી.
એવી કથા સુણી રાય રાણી થઈ ગયાં ચીંતાતુરજી,
નીસ્તેજ વદને નીશ્વાસ મુક્યો ઉડી ગયું તનનુરજી.
પછી વાંચી કથાને વ્યાસ ગયા તે ઉઠી પોતાને ઘેરજી,
ભુપના મનમાં પેઠો તદા ભ્રમ કોઇ ન જાણે પેરજી.
તે નીશાનીર્ગમી નૃપતીયે બહુ શોકમાં નીરવાણજી,
બ્રહ્મમુહુર્તે ઉઠ્યા વળતી સમરયા પુરૂષ પુરાણજી.
પછી સ્નાન કરીને સંધ્યા વંદન આદી કર્યું નીજ કર્મજી,
સુર્ય પ્રભુની પાર્થના કરી ધારી પોતાનો ધર્મજી.
શાસ્ત્રવેત્તાઓનું સન્માન કીધું આપ્યું અતીશય દાનજી,
પછી સભા કરીને બેઠા પોતે તેડયા દ્વીજ વિદ્વાનજી.
નમી સ્તુતી કરીને પુછે બ્રાહ્મણને ભૂપાળજી,
પુત્ર થવાનો ઉપાય કંઇએક દો થઇ દીન દયાળજી.
પછી શાસ્ત્ર સરવે જોવા લાગ્યા વીપ્ર સહુ તે વારજી,
ધર્મ મીમાંસા ન્યાવૈશેશીક વ્યાકરણ વેદ વીસ્તારજી.
સરવે મળી સીદ્ધાંત કર્યું એક ઇશ્વર કેરૂ સ્મર્ણજી,
આ ભવમાં સુખ પામે અતીશય ટળે જન્મ ને મર્ણજી.
સૌ બ્રાહ્મણે કહ્યું ભુપને તમે આરાધો ઉમયાનાથજી,
મોટું તપ વનમાં જઇ માંડો સેવો તે સંકટ સાથજી.
પછી રાયે તેડી નીજબંધુ ને સહુ રાજ્ય સોંપ્યુ ત્યાંયજી,
રૂડી રીત કહ્યું રાજ કરજે સાંભળી આ શીક્ષાયજી.
આળસમાં નવ રહીશ કો દીન રક્ષણ કરજે દેશજી,
તું હીંમતવાન સુજાણ સદા છે, શું કહુ વાત વીશેશજી.

પુત્ર મીત્રને શત્રુ તણો પણ ન્યાય કરજે એકજી,
પંડીતોનું સન્માન પોષણ કરજે રાખી વીવેકજી.
ગાય ગુરૂ સ્ત્રી એ ત્રણથી કદી કરીયે નહી પરાક્રમજી,
કપટીની સંગત નવ કરીએ ને છોડીયે નહી અનુક્રમજી.
નિયમ પ્રમાણે નીરંતર કરીયે ઇંદ્રીય દમન અશેષજી,
અનુચીત કરતાં મનને વારીએ વળી નવ જઈએ વીશેશજી.
સજ્જન કેરી સંગત કરીયે સંત સાધુની સેવજી,
કર્તવ્ય કર્મ પોતાનું કરીયે રીઝે દેવાધી દેવજી.
પંડ પડે પરનારી સાથે કરીએ ન વાત એકાંતજી,
મનુશ જથાવીણ એકલા ઝાઝુ નવ રહીએ સુણ ભ્રાતજી.
વળી રાજરીતીમાં લક્ષ રાખીયે હાથે કરીયે ન્યાયજી,
એવી રીતે નવ વર્તીયે અપ્રીતી પ્રજાની થાયજી.
સેવકરૂપી નેત્રે કરીને રાખીયે સર્વ તપાસજી,
ગુના પ્રમાણે શીક્ષા કરીએ ટાળીએ દીનનો ત્રાસજી.
દુઃખ દેવું ને દુશ્મનો વળી કુરીત કુટેવ કુનારજી,
ગંદકી કેરી જનાવર ખળ ઠગ વધતાં તેને વારજી.
પંચતણા મતને અનુસરીએ પંચ ત્યાં પરમેશજી,
સત્ય હોય તે કહીએ સર્વદા હાંસી ન કરીયે હમેશજી.
અનુચીત ક્રોધ કદાપી ન કરીએ ઉચીત ક્રોધનો ક્રોધજી,
તોપણ કૃત્ય તપાસી કરીયે બહુ જણનો લઈ બોધજી.
વખતે વખ્તનું કામ વીસરીયે તો પડે વીમાસણ મોટીજી,
ગયો વખત આવે નહીં માટે એ ભુલ પણ નહીં છોટીજી.
ક્યમ કરવું તે નીમાણ કરીને બહુ મતથી સૌ પહેલુંજી,
યોગ્ય હોય તે પુરૂં કરવા વધવું વહેલું વહેલુંજી.
અકેક ઉપર ચોકસી મુકીયે બાંધીયે જન સમુદાયજી,
ખંડીયા રાજ્યો ખંડણી લઇયે સંકટે કરીયે સહાયજી.
બનતા સુધી સલામતી સાથે કરવું વિચારી કામજી,
અવીચારે ઉતાવળીયા થઇ ઠેકવું નહીં કોઈ ઠામજી.
મુલકતણા વળી વિભાગ કરીયે સોંપીયે જોઇ બુધીવાનજી,

ઉચીત અધીકાર આપીયે તો પણ રાખીયે તેનું ભાનજી.
અન્યોઅન્યની કરીયે બહલી આળસ કરીયે ત્યાગજી,
ભોગ વિષયમાં વખત ન ખોઇએ ભણીયે બહુ મહાભાગજી.
એક વિદ્યાવિના બીજું વ્યસન ન કરીયે ન જોઈયે ગુણકા નાચજી,
પંડીત કવીજન મંત્રી વૃધ્ધોનું સન્માન કરીયે સાચજી.
દુર્ગુણી ખળ ઠગને સુખી જોઇને કરવો મનમાં દ્વેશજી,
સદ્‌ગુણી પંડીતને કૃષીકારકને સુખી કરવા હમેશજી.
એમ બોધ બહુ સુખદાયક દીધો બેસાડયો રાજ્યાસંનજી,
પછી શીખ લેવા સારૂ સંચર્યો નીજ રાણી કને રાજંનજી.

### વલણ.

રાણી પાસે આવ્યો રાજા દીઠા રાજ્ય ચીન્હ રહીતરે રે.
પછી વાત કહી વનંગમનની, પ્રીયાની જોવા પ્રીતરે. રે.



## અધ્યાય ૩ જો.

### રાગ મારૂ.

પ્રીયાની છે અગણીત પ્રીત, રાય છે રાજ્ય રહીત;
સ્વામીનાથ શા અરથે આમ, કીધું મન ક્યાં જવાશે કામ;
રાજચીન્હ દેખાતાં નથી, પ્રીત છોડી શાને પુરપતી;
બોલ્યા ભુપતી સાંભળ બાળા, જાવું વન સેવું દીનદયાળા;
તપ આદરવું તતખેવ, આરાધુ જઇને મહાદેવ;
વેઠુ વીપત્તી અંગ અશેશ, કરૂ પ્રસન્ન હવે હરી કેશ;
સરે અર્થ સંકટ સહુ જાય, રીઝે ઉમયાપતી શીવરાય;
ધરૂં જ્ઞાન ભક્તિ ને વૈરાગ, કરૂં ભોગ વિષય સુખ ત્યાગ;
સુણી લાગી સ્વામીને પાય, રાણી વચન કહે નમી ત્યાંય;
સુણો સ્વામી હે સદ્‌ગુણ સીંધુ, કર જોડી તમોને વંદુ;
તમ વિયોગનું દુખ ઝાઝ, વેઠું કેમ કરી મહારાજ;
ક્યારે નથી જાણતા તમે રાય, અમો વીણપળ જુગ સમ થાય;

હેતે પકડી પ્રથમથી હાથે, સ્વામીનાથ રાખો નીજ સાથે;
તમે આરાધો દેવા ધીદેવ, હું કરીશ તમારી સેવ;
જોગી રૂપ જો ધરશો નરેશ, તો હું લઈશ જોગણનો વેશ;
કહ્યું માનો કહું જોડી હાથ, નહી મુકું તમારો સાથ;
બીજી રાણીયો આવી તે વાર, કહે સાથે તેડો ભરથાર;
કહે ભુપ રહો અહીં રાણી, કામ વેળા વીચારો જાણી;
જાવું વન તપ અરથે આ કાળ, તમો આવ્યે અમોને જંજાળ;
મુજ બંધુ અહીં કરશે રાજ, જાવાદો અમને વન આજ;
થોડાદીમાં આવીશ કરી કામ, માટે હૈયામાં રાખો હામ;
ઘણો બોધ કર્યો મહીપાળ, પટરાણી બોલ્યાં તે કાળ;
તમો આવશો જ્યારે રાજન, ત્યારે કરશું બેવાર ભોજન;
અંનજમશું અલુણુ આંહી, ઘૃત ગોળ નહી તે માંહી;
ધ્યાન ધરીશું તમારૂ મંન, કરશું ભુમી ઉપર સયંન;
રાજ્ય વૈભવ કરીશું ત્યાગ, રાય ધરીશું અમે વૈરાગ;
ચાલ્યો ભુપતી લૈ આજ્ઞાય, એકલો વનપંથ પળાય;
ગીરી ઘાટ ઓલંઘન કરે, નદી નાળાં વ્હેળા ઉતરે;
એમ કરતાં આવ્યું વન ઘોર, કરે શાર્દૂલને સીંહ સોર;
મોટા ખડકને વાંકી કરાડ, પોહોળા ઉંચા સામાસામી પહાડ;
વૃક્ષ ફળફુલ નાના રંગ, તેના મધ્યમાં વહે છે ગંગ;
અગર મલયા ગુરૂ વ્રક્ષ વ્રંદ, ચાલે સુગંધી આપે આનંદ;
લીલી બીલીયો બહુનો સુવાસ, મસમસ ચાલે છે ચોપાસ;
ગુણકારી ગુગળનાં ઝાડ, તેના મંડપની દીસે વાડ;
સરીતાપર આવી શોભાય, ચાલ્યો ચાલ્યો ત્યાં રાય;
દીઠું રમણીક દેવળ ત્યાંય, મહા તેજસ્વી શીવલીંગ માંય;
જાણે રહીયે નીરંતર નીરખી, દીઠી શોભા તપોવન સરખી;
રહ્યા ભુમી જોઇ રમણીક, બેઠો તપ કરવા તજી બીક;
ગંગાજળ ઘટ ભરી અનેક, કરે શંભુ ઉપર અભિષેક;
ગૌરવર્ણ ભોળા ભગવાન, ધરે તેનું નીરંતર ધ્યાન;
બીલીપત્ર ગુલાબનાં ફુલ, અગર ધુપ દીપક અનુકુલ;

સહુ સાહીતથી મહીપાળ, સેવે દુખહર દીનદયાળ;
સહે શરીરે સંકટ ઘણું, તોયે ચળે ન મન તે તણું;
ગીષ્મ ઋતુએ પડે બહુ તાપ, તપે ભુતળ પાષાણ અમાપ;
ઉષ્ણ લુ વાય સરિતા તીર, કોમળ અંગે ઝરે સ્વેદ નીર;
સુકાં વ્રક્ષ ખરી પડે પત્ર, વાયુ ગોળા ફરે સર્વત્ર;
થાય ધુળકટ વારંવાર, નાસે કપી તપી ઠારેઠાર;
સસલા શીયાળ શાહુની ઓળ, પેશી જાય ખોલીને બખોલ;
છાયા જોઈ બેસે પ્રાણી સમસ્ત, એમ વન તે દીસે ઉદવસ્ત;
ચારેપાસ ભયાનક ભોમ, અગ્નીવર્ણુ તપી રહયો ધોમ;
દુઃખ શું સહે મનુષ તે દીશ, ફાટી જાય વાનરનાં શીશ;
ઘણુ દુઃખ સહ્યું પરમાર્થેસેને, પણ મન ન ડગાવ્યું તેણે;
એવે આવી વર્ષાઋતુ વળી, ચઢયું આકાશે દળ વાદળી;
કાળાં વાદળા હાડના પહાડ, ગાજે સામટો માસ અસાડ;
પડે પાણી તે મુશળ ધાર, ઢાંકે રવી થાય છે અંધકાર;
ચમકે વીજ પવન અથડાય, કંપે તન એવા કાટકા થાય;
ગીરી શીખરો શીલા ગળી પડે, તણાય કાષ્ટ પાષાણ આથડે;
ઝરા ધુવવે ગીરીને શરીર, ડોહોળાં થયાં નદીયોનાં નીર;
ઝાડી ઘટ લીલી થઇ ઠારેઠાર, તેમાં મોર કરે ટહુકાર;
વૃક્ષ વ્રંદમાં રહી લીલેડાળ, કૌયલ શબ્દ કરે છે રસાળ;
બપૈયા પીયુ પીયુ ઉચરે, વીરહી નર નારીનાં મન હરે;
રાય સંકટમાં શીવ પુજે, વાય ટાઢ ઘણુ તન ધ્રુજે;
શ્રાવણ માસ વીશે નરધણી, કરવા માંડયા ત્યાં ચીતામણી;
એમ કરતાં શીયાળો આવ્યો, ટાઢ પરીવારનો સંઘ લાવ્યો;
નીર્મળ થયાં નદીયેનાં નીર, થંડે જળે ન્હાવુ કંપે શરીર;
પડે હીમ તેથી જળ ઠરી જાય, વાય શીતળ વાયુ ન વેઠાય;
એવું તપ કીધું વર્ષ અનેક, ઈંદ્રાસન ડોલ્યું વળીયો છેક;

**વલણ.**

ઇંદ્રાસન ડોલ્યું તે સમે તપ કીધું આડે અંક રે,
ઘણું તેજ પ્રગટયું તપ તણું તનનીરમળ થયું નીશંકરે.

## અધ્યાય ૪

### ભુજંગી છંદ.

સુણો સજ્જનો સ્નેહથી વાત સારી,
સુધારો સજો સ્હાય થાશે પુરારી.
દુરાચાર દુષ્છંદથી દુર રહીયે,
સમો જોઇને વર્ત્તીયે વાત લહીયે.
નીતીનો વધારો દીનેદીન થાય,
સુણો થીર દેહે મને તે કથાય.
રૂડી બુદ્ધી આવે ટળે બુદ્ધી ખોટી,
રહેલી નીતીમાર્ગમાં મૂક્તી મોટી.
નીતીમાર્ગથી વાત વિરૂદ્ધ આવે,
ભલા સજ્જનોને કદી તે નભાવે.
વ્યભિચાર આશુક માશુક કેરા,
વધારી વખાણે કવિયો ઘણેરા.
ચળે બુદ્ધી તેથી સુઝે પાપ કર્મો,
સુણી કંઇ અધીરા કરે છે કુકર્મો.
નકી ગ્રંથ તેવા તમે કાઢી નાખો,
રૂડા સજ્જનો રાખમાં ભારી રાખો.
કર્યો શોખ જો વાંચવા એવી વાતો,
ખરે કીર્તી ખોશોજ ખાશો ખતા તો.
ડુબે પાપ ને સત્ય અંતે તરે છે,
સ્રુતી શાસ્ત્રપુરાણ સહુ ઉચરે છે.
સહ્યું દુઃખ તે રાય પરમાર્થસેને,
મળ્યા કોટી બ્રહ્માંડના ઇશ એને.
કહું તે કથા જ્યાંથી રહી છે અધુરી,
પ્રભુની કૃપાએ થશે એમ પુરી.
ગયાં કર્મ ને શુદ્ધ દેહે તપસ્વી,
થયો તેજનો પુંજ એવો યશસ્વી.

તદા ડોલીયાં છત્રને આસનાં તે,
જોતો પામીયો ત્યાં શચીનાથ પોતે.
ઉઠયો આપ આવ્યો વિધિ પાસ એવો,
થયો તે કહયો આ સમાચાર જેવો.
ધરી ધ્યાન જોયું ઉઠયા વિધિ ત્યારે,
સહુ દેવ ભેગા કર્યા એક ઠારે.
વિધિ ઇંદ્રવાચસ્પતી આદિ સર્વે,
હીંડ્યા શંભુ પાસે મળી વીણ ગર્વે
દીઠો દુરથી ગિરિ કૈલાસ કેવો,
દીસે પૂર્વમાં ઉગતો શૂર્ય જેવો.
મણી રત્ન સુવર્ણ મોતી મડેલો,
તદાકાર તે એક સ્વર્ગ અડેલો.
ઘણી સઘ સંજીવની ઔષધીયો,
બહુ લીલી સોભી રહી તે બધીયો.
ગણ્યો શાસ્ત્રમાં મોક્ષનો ગીરી મોટો,
જ્યહાં સુખ શાંતી તણો છે ન તોટો.
દીઠો તે વીશે મ્હેલ ઉત્તંગ એવો,
ત્રિવીષ્ટીપમાં ઇન્દ્રનો છે ન તેવો.
ઘણાં રત્ન હીરા મણી લાલ માંહી,
મઢયાં તે દીસે હોય નક્ષત્રનાંહી.
ભુલે વિશ્વકર્મા વિધી તે વિચારી,
મિનાકારી એવી કૃતિ શુભ ભારી.
વળી તેવીશે હેમનો છે હીંડોળો,
જ્યહાં ગૌર સોભી રહ્યા દેવ ભોળો.
ગીરી રાજ રૂપા તણો હોય જાણે,
કવી વિશ્વનાથને શું વખાણે.
રવી કોટીનું તેજ છે તે શરીરે, જટાદીર્ઘ માંહી વહે ગંગનીરે.
રહ્યાં વામભાગે ઉમા ચંદ્ર કોટી, મહા તેજ અંબા જગન્માત મોટી.
વીધી આદી સૌ આવીને પાયં લાગ્યા, દીઠા દેવના દેવને દુઃખ ભાગ્યાં.

સ્તુતિ હાથ જોડી કરે વીધિ ત્યાંહી, ઘણી રૂડી થઈ ગર્જના મ્હેલ માંહી.
અહો ઇશના ઈશ આનંદકારી, નથી પાર પ્રૌઢી સુકીર્તી તમારી.
પ્રણામુ પ્રદેશી શખ્તુ જોડી હાથ, નમો સર્વ શક્તી તણા સ્વામી નાથ.
તમે સ્વર્ગને મ્રત્યુ પાતાળ વાશી, જળેને થળે રૂપ રહ્યા છો પ્રકાશી,
વધારે નથી વેદમાં એજ વાત. નમો.
સ્થીતી નાશ ઉપ્તત્તીના આપ કર્ત્તા, બહુ કોટી બ્રહ્માંડના એક ભર્ત્તા.

તમે લોક ચોદ તણા માત તાત–નમો.
નિરાકાર ખં બ્રહ્મ ઓંકાર એવા,
જીતેંદ્રીય [1]દુર્બોધ દેવાધી દેવા;
ધરો રૂપ ઝાઝાં મલી શક્તી સાથ–નમો.

ગણી નાશકી વ્યાસ વાલ્મીકી વાણી,
તમારી સુ કીર્તિ અમોઘ પ્રમાણી;
ગણી શું શકુ હુ ઘણા જોડી ગાથ–નમો.

તમે સજ્જનો ને સદા સીદ્ધિ દાતા,
નીતી માર્ગમાં જે રહી ગુણ ગાતા;
તમે દુષ્ટને દંડતા ન્યાયી હાથ–નમો.

ત્રણે દેવમાં ત્રી ગુણે જૈ રહ્યા છો,
ત્રી લોકે ત્રી નેત્રે કરીને જુઓ છો;
ત્રીરાત્રી ત્રીશે ત્રીવિ મુર્ત્તિ વિખ્યાત–નમો.
દીસો પંચ વક્ત્ર મહાભુત પંચે,
સજો સાવધાની ધરી સૃષ્ટિ સંચે;
નહી નામને ઠામને નાત જાત–નમો.

નમો વેદ જીવ્હા પ્રતાપી પ્રચંડ,
નમો આદી મધ્યાન હીના અખંડ;
મળે સેવકોને પ્રભુ ભીડી ભાથ,
નમો સર્વ શક્તી તણા સ્વામી નાથ.

---

૧ ઘણી મહેનતે જાણવામાં આવે તેવા.

### વલણ.

આ વીધી ઋત સ્તુતી જન જે કરે, નીત નીત ધરી મન ભાવરે;
પરમપદ પામે પ્રાણી તે લે જીવમાં ઉત્તમ લાવ રે.

---

## અધ્યાય ૫ મો.

### ધનાશ્રી.

કીધી વિધીયે સ્તુતી તેણી વારજી,
સહુ સુર કરે જય જયકારજી.
પછી બોલ્યા પોતે તીપુરારજી,
સુણો વીધી સુરપતી નીરધારજી.

### ઢાળ.

સુરપતી વિધિ સરવે તમે અહી આવ્યા છો જે કામ,
તે સરવે જાણુ છુ માટે મનમાં ધરજો હામ.
પરમારથસીંહ જે ભુતળમાં ભૂપતી રહીત વીકાર,
આરાધન તે કરે અમારૂ વેઠે દુઃખ અપાર.
શેવક એ હવે શુદ્ધ થયો છે કર્મ વીમુક્ત પાવન,
પ્રસન થઈ એને આપશું મનવાંછીત આ દીન.
ભય નવ ધરશો સુરપતી મુજ શેવક શુદ્ધ વિચારી,
ઇન્દ્રાસન નહી માગશે છે પોતે પર ઉપકારી.
સાયુજ્ય મોક્ષ હું આપીશ એને એજ દીસે ઇચ્છાય,
સર્વ પોતાને સ્વસ્થાન જાઓ સંશય તજી સુરરાય.
સુણી સહુ દેવે ચરણે નમી લીધી ઇશ્વરની આજ્ઞાય,
સ્થાનક પોત પોતાને થયા ગુરૂ સુરપતીને વિધિ ત્યાંય.
પછી ભક્તને વરદાન દેવા ચાલ્યા શ્રી ભગવાન,
ગૌર શરીરે ભસ્મ વીલેપન વાઘંબર પરીધાન.
ચક્ર ત્રીશુળ કરમાં ગૃહી થયા નંદીપર આરૂઢ,

ઉતાવળા ચાલે ઇશ્વર જેનો મહીમા ઘણો છે ગુઢ.
અંત્રીક્ષ માર્ગે આવી ઉભા જ્યાં તપ કરે રાજન,
ધર્મએલી દીઠા ધ્યાનમાં ત્યારે ઉઘાડયાં લોચંન.
જુએ તો નીજ પાસે દીઠા પ્રત્યક્ષ પુરૂષ પુરાણ,
માગ માગ મુખથી મનવાંછીત એમ વધા ઇશ વાણ.
પરમાર્થસેને પ્રણામ કરી પ્રભુ પદપર મુક્યું શીશ,
નીજ આંખના અશ્રુએ કરી પદ પંકજ સંચ્યા અધીશ.
મસ્તક કર મુકી કર પકડી ઉઠાડયો અવિનાશ,
વરદાન માગ હે ભુપ તપસ્વી કંઇ નવ રાખ કચાશ.
રાય કહે શીવરાય મલ્યા મહા સંકટે મહારાજ,
બીજુ નથી કંઇ માગવાની ઇચ્છા મુજને આજ.
દુર્લ્લભ મોટા ધ્યાની તપસ્વીના ધ્યાનમાં ગીરજેશ,
તે મુજને પરતક્ષ મલ્યા છો નહી રહી કાંઈ નીમેશ.
માગુ મોક્ષ પરમપદ પંકજ અંખડ જે સુખ ધામ,
જન્મ મરણ ભય જાય જરા દુઃખ રોગનું નામ.
શંભૂ કહે સહુ લોક ન માને તુજ તપનો મહીમાય,
જગત સ્વછંદપણે હશી કહાઢે તો પછી શી મહતાય.
માટે પુત્ર થશે મહાપરાક્રમી તુજ સાતે સતીને સાત,
રૂપ ગુણે નહી કોઇ સમોવડ એવા જગ વિખ્યાત.
તેમાં શાંતી કરી શુભ લક્ષણ સાગર જે પટરાણી તારી,
તેને પૂત્ર થશે એક રાય સુધારકસીંહ એ જશ વીસ્તારી.
પછી ભોગવશે બહું કાળ સુધી સુખ સંસારનું રાજન,
પુત્રે કરીને પૂર્ણ પરદે કીર્ત્તિ તારી નીશ દીન.
પછી પંચત્વ પામીશ ત્યારે નીકળશે ચૈતન જ્યોતી સ્વરૂપ,
તે તેજ તારૂ મુજરૂપમાં ભળશે ભય નવ રાખીશ ભૂપ.
તને કર્મ બંધ હવે નહી લાગે થૈ ગયો જાણજે બ્રહ્મ,
પર ઉપકાર સદા ચીત ધરજે સકળ ધર્મનો મર્મ.
ભુપ કહે ભગવાન હવે નહી જાઉ પાછો ઘેર,
કોટી બ્રહ્માંડના ઇશ મલ્યા મારે થઇ ગઇ લીલાલ્હેર.

હવે લાલચમાં નાખી મને નહી મોકલશો મહારાજ,
મને સંસારનું સુખ રૂચે નહીં આવીશ સાથે આજ.
ભુલવણી નવદો ન ભમાવો હેતે પકડો હાથ,
ભવ ભડકાથી ભય પામ્યો છું નહી મુકુ તમને નાથ.
બહુ દીન દુઃખ પામ્યો તે વીચારી કંપૂ હું ઉમયાકંથ,
સંસાર રૂપી અરણ્યમાં નવ સુઝે બરાબર પંથ.

### વલણ.

પંથ સુઝે નહી પરમેશ્વર વહી જાય ચીત વારંવારરે,
કર જોડી કહું કરગરી તેડો સાથે ત્રી પુરારરે.



## અધ્યાય ૬ ઠો.

### ભુજંગી છંદ.

ભુલ્યા પંથ સંસાર રૂપી અરણ્યે,
અરે દુષ્ટ શત્રુજ થૈ દુસ્તરણ્યે;
વળાવા કુકર્મે ભુલાવ્યો વિસારી,
અતી આપદાથી પ્રભુ લો ઉગારી.
અરે આવલાવા થઇ મીત્ર મારા,
અરે ખાત શત્રુ તણા દાવ સાર્યા;
ભુલાવ્યો ઘણી વાર સુમાર્ગ ધારી. અતી.
ફર્યો લક્ષ ચોરાશી જન્મે નકામો,
વળી લેશ મત્રે ન લીધો વીશામો;
મુખે ઓઢી અજ્ઞાન રૂપી અંધારી, અતી.
ગીરી ઘાટને કોતરો દીર્ઘ ઉંડા,
થઇ આગુ તે લઈ જતાં કર્મ કુડા;
અરે આ સમો જોઇ રહાજો પુરારી, અતી.
શું અજ્ઞાન અંધાર તે એમ જાશે,

ને આ અંધકારી જદા સ્હાય થાશે;
વિભુ વીશ્વના નાથ એવું વીચારી, અતી.
વળી કામ ક્રોધાદી શત્રુ લુંટારા,
મલી સાજ મારા લુટયા સર્વ સારા;
ગણાવું ક્રમે સાંભળો ગંગધારી, અતી.
રૂડી લાજને શ્રેષ્ટતા તેજી તેને,
ગયો કામ શત્રુ હરી આજ એને;
ખજાનો લુટયો સીદ્ધિનો શ્રેયકારી; અતી.
ગયો લૈ સમાતુ બધુ કાર્ય ક્રોધે,
તથા દક્ષતા અભ્યતાને સુબોધ;
ક્ષમા ખડગ ખુંચી દયાનાર મારી, અતી.
અરે દુષ્ટ મોહે મને પાસ બાંધ્યો;
સદા જાડી તૃષ્ણા તણો તાર સાંધ્યો.
મરાવ્યો ઘણો માર સૌને વકારી, અતી.
ભુડા લોભથી તો ભલો ભાર ભાગ્યો,
તથા તે બધો લાભ લેવાજ લાગ્યો;
ગયો ખાઇ સર્વ કર્યો રે ભીખારી. અતી.
મદ પ્રાણુ મારો કરે છે વીકારી,
તથા મત્સ રેછે ઘણો કષ્ટ કારી;
કરો સ્હાય શંભુ કહૂ છુ પૂકારી, અતી.
ઉઠયા અન્ય ત્યાં તો બીજા ચોર ઝાઝા,
બળે તે સહુ એકલો જાણી બાજ્યા;
કરો વાર મારી ખરી ઓથ તારી, અતી.
સુકર્મો ઉગે ને બલે સૌ કુ કર્મો,
તથા જ્ઞાન દીપે સુઝે છે સ્વ ધર્મ;
કરો દીનબંધુ કૃપાજો વિચારી, અતી.
સુકર્મે વળાવા મલે જો કૃપાથી,
નીતી પંથમાં તેમના લઇ જવાથી;
સુઝે એ સીધો માર્ગ જૈ સુખકારી, અતી.

નીતી માર્ગમાં ચોરનુ જોર ભાગે,
સહુ સંમૃદ્ધી જામવા એમ લાગે;
તમારી કૃપામાં વસે સિદ્ધિ સારી, અતી.
કૃપા એક માગુ અરે ઇશ મારા,
વળી પ્રેમ ભક્તિ પ્રભુ પ્રાણપ્યારા;
ગણે શેવકો મોટી આશા તમારી, અતી.
ઘણાં એમ કર્મો અમારાં કરેલાં,
અતી અંગ આઠે કુકર્મે ભરેલાં;
કરી ક્રોધ તેનો ભુલાવો કરોછો, અતી.
બઝાડી અવાકેજ પાછા ફરોછો,
મને પાપી જાણી નથી રાખતા તો;
અરે કોઇ દેખાય કિલ્બીષ આતો, અતી.
કરો કેમ એવું થઇને કૃપાળો,
મને ઈશ પોતા તણો જાણીપાળો;
પરોપક્રતે પ્રીતછેના કદાપી,
પુરી પાપ રીતે ભર્યું પેટ પાપી;
તથાપી અહોદીન બંધુ દયાળો, મને.
નથી નીતિ માર્ગે રહ્યો નેમરાખી,
નથી જાણીયા સો જગે ઇશસાખી;
વદ્યો વેણ જુઠાં વડા વાંકવાળો, મને.
ભલા ભાવથી ભક્તિ કીધી ન ક્યારે,
વિચારે કર્યો ન સ્વદેશોપકારે;
કુસંપી કુકર્મી કુચાલેજ ચાલ્યો, મને.
છતી ધર્મની નીકમાં પાય દીધો,
વઢાવી ઘણાં દંપતી ક્લેશ કીધો;
રૂડુ ના ગમ્યુ કાંઇનું એ ચટાળો. મને.
બહુ વિધ સાચુ કહ્યાનીજ બાધા,
વરે કોડી સુમાર્ગમાં તોય વાંધા;
પર સ્ત્રી વીશે માલ જાણ્યો રૂપાળો, મને.

પ્રપંચી જુઠા ધુર્ત ધંધા ચલાવી,
પછી પારકો માલ જાવો પચાવી;
કરી ચોરી લુચ્ચાઈ કે ઠાઠ ઠાલો, મને.
કદી ના ધરી ગુરૂની શીખ કાને,
ધર્યું ના પવીત્ર પ્રભુ ચર્ણ ધ્યાને;
દયાહીન હીં સારીને કુ હઠાળો. મને.
કરો માફ એ પાપ છો બાપ મોટા,
અમો તે અલેતા ગણી છેક છોટા;
તથા પાપી નીંદા ભરી ટેવટાળો, મને.
ભણે છંદ આભારી દુષ્છંદધારી,
જશે દુર્મતી સ્હાય થાશે પુરારી;
કહે શેવકો દુરગુણો સર્વ બાળો, મને.

## વલણ.

પોતાના જાણી પાળીયે દુરમતી દુખ હર દેવરે,
જય જય જય મંગળ કરણ ઇશ્વર વરદ અભેવરે.



## અધ્યાય ૭ મો.

### રાગ ધનાશ્રી.

ધરણીપતી ઢળીયો ધરણેજી,
લાગ્યો ચંડી પતીને ચરણેજી.
શંભુનાથ આવ્યો તુજ શરણેજી,
કરો દુખ ભય દુરમતી હરણેજી.
સ્તુતી સુણી રીઝયા ઉમીયાનાથજી,
આલીંગન દઇ મુકયો શીર હાથજી.

### રાગ મલ્હાર.

આંસુ લોયાં અવીનાશે અધીપનાં મુસ્તક મુકયો હાથજી,

ધીરજ આપી સ્નેહ વચન પછી બોલ્યા ગીરજાનાથજી.
રે ભુપ એમ તું અંતર મધ્યે ઓછુ નવ આણીશજી,
ચીંતા કરે શું કરવા હવે મુજ સ્હાય સદા તુજ શીશજી.
એમ કહી ભગવાન ભેટયા ભુપતીને તે વારજી,
કોટી જન્મનાં કર્મ ગયાં થયો દીવ્ય રહીત વીકારજી.
તેજ પુંજ અગ્ની શીખા સરખો તપસ્વીઓજ વીશાળજી,
અમોઘ બુદ્ધિ જ્ઞાન કળા ગુણ લક્ષણ પામ્યો તે કાળજી.
પછી છત્ર ચામર રથ આપીયો દૈવીઅશ્વ જોતરીયા ચારજી,
તે દીવ્યરથમાં દીવ્યદેહીને બેસાડયો જગદાધારજી.
શ્રૃંગાર રત્નમણી શુભ કુંદન મોતીતણા મુલવાનજી,
જરીયાન ઝળકીત વસ્ત્ર દીધાં પછી ભુપતીને ભગવાનજી.
અમુલખ મુગટ આપ્યો તેજસ્વી સાક્ષાત સૂર્યપ્રકાશજી,
શોભી રહયો તદા શાંતીપતી જાણે ઇંદ્રશુ એની પાસજી.
એક સારથી રથ હાંકવા દીધો ઇશ્વર પરમ ઉદારજી,
ભુપતી પ્રત્યે પ્રીત કરી પછી બોલ્યા જગ કરતારજી.
તું ભોગવ સુખ બહુ કાળ સુધી નહીં સુજે કંઇ અધર્મજી,
હૃદયવીષે મેં વાસ કર્યો તેથી કરીશ સદા શુભ કર્મજી.
સાયુજય મોક્ષ હું આપીશ અંતે ટાળીશ જન્મ ને મર્ણજી,
વીશ્વવીષે તુજ પુત્ર પરાક્રમી કરશે કીર્તી વિસ્તીર્ણજી.
કહી એમ અંતરધ્યાન થયા એ નંદી સહીત અવીનાશજી,
રાયને જ્ઞાન ત્રીકાળતણું થયું પ્રગટયો બુદ્ધિપ્રકાશજી.
રોમ રોમ ભક્તિ થઇ ઉત્પન્ન ચીત્ત થયું તદ લીનજી,
નીરખે સઘળે અનંત કોટી શક્તીઓના સ્વામીનજી.
બ્રહ્મરૂપનો વીચાર કરતો બેઠો રથમોઝારજી,
સારથીએ રથ હાકયો પુરભણી થઈ રહ્યો જય જયકારજી.
વસંત રૂતુએ વિધ વિધ વૃક્ષો ફુલી રહ્યાં ચોપાશજી,
પુષ્પ તણી પરિમળ ચાલે મસમસ મધુકર લેતા વાસજી.
વાયુ વેગે રથ વહે જમીપર ચક્રો એક નહી જેમજી,
સ્થીર ધજા પૃષ્ટ ભાગે થઇ રહી અશ્વ એ ઉડતા એમજી.

દોટપર દોટ મુકે પવન પંથ કાપે બળ સુસવાડેજી,
વીરૂધ દીશાએ ગીરી નદીયો જાણે જાતાં ઝડપથી ઝાડેજી.
એમ ઇશ્વરકૃત અદભૂત લીલા કરતા અવલોકંનજી,
સારથી સાથે આવી પહોચ્યા નીજપુર પાસે રાજંનજી.
રથ રાખ્યો એક વૃક્ષ તળે કરી સેવકને આસાયજી,
જા જઇ સર્વે જાણુકર જે આવી પોચ્યા અહીં રાયજી.
શેવક પેઠો શહેર વીષે સહુ રૈયત શોકાતુરજી,
લુટયા સરખા વેપારી સરવે નમળે મુખપર નુરજી.
રાય હજુ નવ આવ્યા કહી કહી શોક કરે પુરવાસીજી,
આનંદ મંગળ કોઈ નવરતે નરનારી એમ ઉદાસીજી.
તે જોતો સાંભળતો હીંડે પેલો શેવક પુર રચનાયજી,
તે વખત રાજ સભાતણુ વર્ણન કહું સુણો સર્વે કથાયજી.
તે સમે રાજ સભામાં આવી હતી રાણીઓ સર્વે રોતીજી,
પ્રાણજીવન કેમ હજુ ન આવ્યા કહી પાલવે આંસુ લોતીજી.
ડોશીયો સરખી દેખાય દુખમાં વળી રહ્યો કટીયે વાંકજી,
વિયોગ અધિરી કાયા કંપે કહે કાંકને સાટે કાંકજી.
ભુપતીનો પણ ભ્રાત કહે મુજને પણ ચિંતા માતજી,
કાંઇ જણાયા નહિં ને કયમ થયું ક્યાં રહ્યા મોટા ભ્રાતજી.
રાણીયો કહે દીયરજી થયા બહુ દીન હવે શું કરવુંજી,
કાટ મંગાવી આપો કરૂણા કરી સૌને બળીને મરવુંજી.
રાય કહે મુજ ભ્રાત વિજોગે હું પાડીશ પ્રાણજી,
એવામાં ત્યાં પેલો શેવક આવ્યો કરવા લાગ્યો જાણજી.
અરે તમે કેમ ઉદાશ સરવે આનંદ વરતો આજજી,
વરદાન પામી આ પુરપાદર પધાર્યા મહારાજજી.
ચક્ષુતણું સુખ જોઈ થએલો અંધ દુખી બહુ દીનનોજી,
પામે અકસ્માત લોચન કોદીન અમાપ હર્ષ એ મનનોજી.
એમ અતુલીત આનંદ ઉપન્યો ગયો શોકાંધકારજી,
શેવક શબ્દે અગસ્ત સ્વરૂપે દુખજળ શોષ્યુ તે વારજી.
વિયોગ દાવાનળે પડયો શુભ ખબર રૂપી વરસાદજી,

શાંતી થૈ દુખ સર્વ ગયુ સહુ ઉઠયા તજીને પ્રમાદજી.
રાણીયો સહુ ફુલી ગઈ મહા હર્ષ સુખમોઝારજી,
કહેનાર શેવકના કર દીધો અફ્રેક અમુલખ હારજી.
વીયોગ વીરહણી બહુ દીનની મળવા મન ઉલટયું હેતજી,
ધીરજ ઘટી જવા ધખમખ કરતી માનની મોહ સમેતજી.
સુપતણો પણ ભાઇ થયો તે મળવા ઝટ તૈયારજી,
જાણે પલકમાં પરવારી જઇયે રખે લાગતીવારજી.

## વલણ.

રખે લાગતીવાર એવી ઉતાવળ માંયરે મનરે,
એઠાં તેવાં સર્વ ઉઠયાં જે હતાં જ્યાં ત્યાંયરે.



# અધ્યાય ૮ મો.

## ઢાળ.

જે જ્યાં હતુ તે ત્યાંથી ઉઠયુ મળવા મન અકળાય,
રાણીયો નીજ મંદીર આવી શ્રૃંગાર સજતી ત્યાંય.
પગનાં ઝાંઝર જ્યમ ત્યમ કરીને લટકાવી દીધાં કર્ણ,
કંઠના હાર તે કરતી ઉતાવળ ચટ પેરી લીધા ચર્ણ.
સેંથે બાંધી વાળીયો નાકે એસારે બોર,
વસ્ત્ર જડે નહીં ક્રોધ કરે કો થૈ રહયો શોર બકોર.
એક માફ્રો મંગાવી એઠાં સૌ પેલી પુતળીઓ લીધી સાથ,
સારથીને કહ્યું જોડ ઘોડા ઝટ કર કામ હાથોહાથ.
ઉતાવળમાં અશ્વ આવ્યા કરવરવા દેવની વેઠ,
ખભા સાંકડા ખુંધ વળી રહી ભાચરાં સરખાં પેટ.
કરડકણો એક કાંણો ત્રીજો મારે પાછળ લાત,
ચોથાને પુછડું નહીં ચારે શોભી રહ્યા સાક્ષાત.
અશ્વ એ જોડીને હાકતો રથ સારથી ખે ભાન,
ઓરતની ઓઢણી ઓઢી લાવ્યો પણ નથી કાંઇ પીછાણ.

જુડો લઇ કર ઝાપટતો હય જાણે ચમર છે આદીશ,
અશ્વ હાંકીશ એની ડાંડીવડે ત્યાં ઢોળીશ રાયને શીશ.
જેમ દાઢી શોભાવે મુખને–કરે લોટ વાળણીનું કામ,
એમ ચાબુકનો કરે શોધ કયો ભાઇ પડયો હશે કોઇ ઠામ.
અશ્વ ઉભા રહે હાંકતા વણ હાંકયે દોડ્યા જાય,
પેલો કાંણીયો તાણી જાય અવળુ દીસે તમાસો ત્યાંય.
ભુપતીનો ભ્રાત કહે હું જઈ મળુ સૌના પેહેલો,
અશ્વ ઉપર નીજ હાથથી માંડે સામાન વહેલો વહેલો.
ડમચી સોનેરી આગળ આણી પુછડે ગાંઠી લગામ,
માંયડોતો પીઠ પાગળ છે કીધું હસવા જેવું કામ.
ખેંચી બાંધ્યો તંગ પેઢુ પર થૈ ગયો અસ્વાર,
પ્રધાન મંડળ સરવે ચાલ્યું કોઇ કરે નહીં વાર.
મુખ પર વસ્ત્ર મુકી માંહોમાંહી હાસ્ય કરે સહુ તેહ,
આંગળી કરીને અશ્વ બતાવે ભીડીયો ભૂપે જેહ.
એમ જાણ થયું સહુ નગ્રમાં ઉઠી ઘર ઘરથી સહુ લોક,
ભાવ સંભાળી ભુપતીનો હીંડ્યાં મળવા થોકના થોક.
અંગરખા પ્હેરે અવળાં ને કરે શેવક ઉપર ક્રોધ,
પાઘડીયો અવળી મુકીને કરતા જોડાની શોધ.
કોઇ ગાડી પર કોઇ ઘોડા પર પગપાળા દોડ્યા જાય,
નર નારી સરવેના મનમાં મળવાની ઈચ્છાય.
તે શ્હેર વિષે એક શેઠ રહે ઘણી દુંદ સ્થુળ શરીર,
તે રાય આવ્યાની ખબર સુણી થયો મળવા દેહ અધીર.
બહુ ભેગા બેશતા ભુપતી પાશે શેઠ શાણા ધનવાન,
તે જેમ હતા તેમ ઊઠીને ચાલ્યા મળવાને રાજાન.
પ્રથમ તે દીન પાળા ચાલ્યા જન્મ ધરીને જાણુ,
મોટી દુંદ કંપે ચાલતાં જાણે સર્વ ડહાપણની ખાણુ.
લ્હેલુર ધોતીયું અંગરખુ છે માથે મોટી પાઘ,
પાન ખાધાથી લાલ પડેલું દેખાય તેના ડાઘ.
શાળુ શેઠાણીનો કરખી હતો તે જાણી શેલુ છે આજ,

નાંખી ખભે નગરશેઠ હીંડ્યા શુ કૌતક કરવા કાજ.
કાછડી વાળવી ભુલી ગયા છે ધોતર ભુમી તણાય,
રાય આવે છે એવું જાણી શુ કચરો વાળતા જાય.
દોડવા જાય ઢળી પડે ધરણી ને વળી ઉભા થાય,
લોક હશે ઘણી તાળી પાડે જોઈ રહે આ શોભાય.
પેલા રાજ્યગુરૂ પણ ઊઠ્યા તતક્ષણ જાણી આવ્યા રાજન,
પ્રથમ તે દીન પાઘડી મુકવા ખોળતા રૂષીજન.
એક સાડી કસુંબર સુંદરીની કર આવી ચઢી તે વાર,
બાંધી લીધી બેભાન વીશે નથી જાણતા નીરધાર.
વળી ગડી વાળેલુ ધોતીયું જોઇએ બેસવું માણુસ માંય,
એક પોથી આવી કર વિધારથીની મારી બગલમાં ત્યાંય.
ખાસડાં ફાટી ગયેલાં તે જાણે છે શુ વાગોળની પાંખ,
લાકડી કર લઇ ચાલ્યા નિચું જોઇ છે થોડી આંખે જાંખ.
વૃદ્ધ મટી આજ બાળક થૈ રૂષી જાણે ભણવા જાય,
પોથી બગલમાં મારેલી તેથી જોતાં એમ જણાય.
જોરમાં પગ ઉપડે રેણું ઉડે ખાસડાં થાય પડાક,
જાણે ચર્ણને ઝટપટ ચલાવવાને મારતાં શું લપડાક.
એમ હાસ્ય રસમયા આવ્યા સહુ ને નીરખ્યા શાંતીનાથ,
પછી ભાઇ ભેટ્યા બે ભાવ ધરીને બહુવાર ભીડી બાથ.
એક સિંહાસનપર બેઠા અધિપતી વામાંગ શાંતી નાર,
બીજી રાણીયો સાથે રાય શોભ્યા ઇંદ્રશચી અનુસાર.
પેલા શેઠ રૂષી પણ આવી મળ્યા જોઈ સર્વ કરે છે હાસ્ય,
સામસામી સમાચાર પુછ્યા વિઘ્ન થયાંજ વિનાશ.
પુત્રની પેઠે સર્વ પ્રજાપર ભુપતીનો છે ભાવ,
સેનાપતી પણ આવી મળ્યા પછી લૈ સહુ લશ્કર લાવ.
એક હાથીને હેમ જરીયાન સાથે શોભાવ્યા શણગાર,
પરમાર્થસેન તે ઉપર બેઠા થઇ રહ્યો જયજયકાર.
ચમર ઢળે છે ચારે દિશા થાય વિધુતવત્ આભાસ,
પ્રધાનમંડળ ભ્રાત સેનાપતિ શોભી રહ્યા ચોપાશ.

બંદી બોલે બંદીજન વિપ્રો સર્વ દે આશિર્વાદ,
જય જય શબ્દનો ચારે દિશાએ થૈ રહ્યો ઉત્તમ નાદ.
જાચકનાં દુઃખ ગયાં જનમનાં બહુ દાન આપ્યું રાય,
રાજગુરૂ પણ રાજી કર્યા એમપુર ભણી ચાલ્યા જાય.
નક્ષત્ર સરખી નારીઓ નિર્મળ નગરતણી ગુણવાન,
કુંદન થાળ મોતીડે ભરીને વધાવતી રાજન.
શેરીઓ વાળી સ્વચ્છ કરી હેતે શણગાર્યા હાટ,
બણીઠણી ઘર ઘરથી હીંડ્યા જન મહિપતિ મળવા માટ.
જેમ ગરૂડ ઉપર ગોવીંદ બીરાજે ને નંદીપર ત્રીપુરાર,
ઐરાવતપર ઈંદ્ર બિરાજે સાથે સૌ શ્રૃંગાર.
ઉદયાચળપર આદિત એવો તેજસ્વી ભૂપ જણાય,
નીરખી હરખે રૈયત સરવે આનંદથી મકલાય.
એમ સજ્જન વેષ્ટીત ભ્રાત સહીત રાજ મંદિર આવ્યા ભૂપ,
કોટી કંદર્પનો દર્પ હરે એવું અદ્‌ભૂત સુંદર રૂપ.
પછી વીપ્ર સરવે વેદવચને વીધીએ કરી તે વાર,
રાજ્ય અભીશેક રાયને કીધો, વરત્યો જય જયકાર.

વલણ.

વરત્યો જય જયકાર ઝાઝો, બેસાડ્યા રાજ્યાસનરે;
શ્રોતા સ્નેહ ધરી સુણો, પરમ કથા પાવનરે.

## અધ્યાય ૯ મો.

સુણો સદગુણી શ્રોતાજન, પાપ દહન કથા પાવન;
જેથી સંશય છેદન થાય, સાર અસાર સહુ સમજાય;
ટલે અજ્ઞાનનો અંધકાર, જ્ઞાન રવિ પ્રગટે નીરધાર;
રમ્ય પદરચના નવ જાણું, અભીમાન શાને ઉરઆણું;
કોમળ શબ્દ કૃતિ નથી રૂડી, અર્થ ચમત્કૃતિ નથી ઉંડી;
રસાલંકાર ગ્રંથન ભણીઓ, સુંઠને ગાંગડે ગાંધી બણીયો;

પીંગળ પ્રમાણે જાણું ન છંદ, પંડીતોને શું આવે આનંદ;
દર ગુજર કરી સહુ દોષો, મોટાજન ગુણ સામુ જોશો;
કીધો વીપ્રોએ રાજ્યાભીશેક, વાધ્યું રાયનુ રૂપ વીશેક;
રૂડું આસન રત્ન જડીત, હીરા માણક મોતી સહીત;
મણીલાલ પના ઝલહલે, જાણે દીપક શું પરજલે;
તેવે આસન બેઠો રાય, પાસે સજ્જનનો સમુદાય;
વામ ભાગે શુ શોભીત શાંતી, સતી મુખ્ય શશીવત કાંતી;
રસીક નેત્ર આનંદી વીશાળ, શોભે અક્ષત કંકુ કપાળ;
દાન વીપ્રોને આપ્યું નરેશ, સોંપી સુરભી સ્વછી વિશેશ;
વરત્યો આનંદમાં તે દિંન, ભૂપે સૌને કરાવ્યું ભોજન;
એમ રાજ કરે શુભરીત, પ્રજા સરવની પૂરણ પ્રીત;
સુખ શાંતીમાં છે સહુલોક, દુષ્ટ બળ ઠગને મનશોક;
ધર્મ બોધી પરાર્થી સુગાત્ર, યજ્ઞ આગ કરે રૂષી માત્ર;
અંગે ભસ્મ ગળે માળ રૂઢ, અગ્નિ હોત્રના ઘર ઘર કુંડ;
વેપારી જન વરતે સત્ય, દુષ્ટ પુરૂષે તજી દુરમત્ય;
ધર્મ આણ ધરણીશની ફરે, પારધીનીજ કૃત પર હરે;
ગુણકાઓએ મુક્યાં નીચ કર્મ, સર્વ વર્ણ ધારે છે સુધર્મ;
સરવે સાહીત્ય પુર બજાર, ચાલે વેપાર ધમધોકાર;
મહા રમણીક દેશાભિમાન, શહેર ઈંદ્રપુરીની સમાન;
એમ કરતાં સંવત્સર થયો, સર્વ રાણીઓને ગર્ભરહ્યો;
ખીલે કમળ ઊગે જ્યારે, તરૂણી ખીલી વનિતાઓ કર્પુરવર્ણી;
સત્કર્મે કરી વધે જ્ઞાન, પુછપરછ કર્યાથી પીછાણ;
મહા તપથી વધે મહિમાય, એમ રાણીયો તેજ કળાય;
રાજવંશી રૂઢી રાજરીતે, પુછે ગુર્વીને નીજપતી પ્રીતે;
જ્યારે ખટ માસ થયા અગાડી, ત્યારે બહુ સ્નેહે ખોળે બેસાડી;
મુખ માગ્યુ આપે મહીપાળ, ઇચ્છા પુર્ણ કરે તે કાળ;
એવી રીત અસલની પ્રમાણે, પુછ્યુ સર્વ રાણીઓને રાણે;
જે જે માગ્યું તે હાજર કીધું, સુખ સર્વે રાણીઓને દીધું;
કહે શાંતી સુણોને કંથ, મારા સ્વામી મહા બળવંત;

વ્યાઘ્ર ચર્મ બેઠાના કોડ, પુરા કરો કહુ કર જોડ;
તેપર બેશીને શ્રી ભગવાન, ધરૂ જગદાધીરાજનું ધ્યાન;
એવી મુજ મનની ઈચ્છાય, ભજુ કોટી બ્રહ્માંડનો રાય;
કરીએ ચીંતન પ્રકૃતી કાંત, ગૌરવર્ણુ તેજોમય શાંત;
અન્ય વ્યર્થ આરાધે આકાર, એવા મુરખને ધીઃકાર;
મુકી યોગેંદ્ર ઇશ અવીનાશ, આણે અન્યતણો અભલાશ;
કરે વાતો સુણી અહંકાર, એવા મુરખને ધીઃકાર;
મુકી અનન્ય પુરૂષ એક, બાઝે અવાડે રહિત વિવેક;
શુદ્ધ માર્ગનો ન કરે સ્વીકાર, એવા મુરખને ધીઃકાર;
શીવ અચળ અકામી અનંત, પંચ મહાભુતપતી ભગવંત;
એ વીણુ અન્ય કરે શબ્દ ઉચ્ચાર, એવા મુરખને ધીઃકાર;
ઇશ અજ અપ્રેમય અજીત, આદી મધ્યાવસાન રહીત;
માને નહી મુરખ સરદાર, એવા મુરખને ધીકાર;
જાણે નહી જે શાસ્ત્રના મર્મ, દે દૃષ્ટાંત કરેઃછે કુકર્મ,
કરી અવીદ્યાનો અંગીકાર, એવા મુરખને ધીકાર;
શીવ વીષ્ણુ એ એક સ્વરૂપ, જે છે કોટી બ્રહ્માડના ભુપ;
તેને ભીન જે ગણે નરનાર, એવા મુરખને ધીઃકાર;
આ ખેલ દેવ આતમા શીવ જેહ, તેની વીષ્ણુ રૂપી છે દેહ;
એવુ જાણે નહીં નીરધાર, એવા મુરખને ધીકાર;
સહસ્ત્રશીર્ષ સહસ્ત્રાક્ષ સમર્થ, એને ભજતાં સરે સહુ અર્થ;
નાસ્તીકમતી આણે દુરાચાર, એવા મુરખને ધીઃકાર;
જેને નહી માયાનુ આવર્ણ, અખંડ જ્યોત એ આદિત વર્ણ.
તેને સમરે ન શ્રેષ્ટ પ્રકાર, એવા મુરખને ધીઃકાર;
સરવે ધર્મનો ઈશ્વર એક, વાદ છોડોને રાખો વિવેક;
ભાવ પ્રમાણે ભજોને ઇસ્ટ, નાસ્તિક હોય તે જાણો પાપીષ્ટ;
બાજી સર્વે કરોને સંપ, કજીયો સુણી ઉપજે કંપ;
એક સૌના છે માત પિતાય, શીદ લડીયે સંબંધી સગાય;
એવું જ્ઞાન કહ્યું રાણીયે, કોકીલા સ્વરી મધુર વાણીયે;
થઇ ધ્યાનસ્થ ઘડીકા બે ચાર, કરે ઇશ્વર વિશે વીચાર;

અંધ ખોલવું મીંચ્યાં લોચંન, ઇશ રૂપ જુએ દુઃખ લોચન;
જાણ્યું રાયે આ ગર્ભ પ્રસંશ, કુળ તારણ ઉત્તમ અંશ;
જાગીને કહે સ્વામીને ભદ્રા, વાત કરતાં આવી ગઇ નિદ્રા;
પૂર્વે વાત વિચારી કહે રાણી, વ્યાઘ્રચર્મ આપોને આણી;

વલણ.

ચર્મ સુરૂપ મુજને નકી, જોઇએ પ્રાણજીવનરે;
પછી આજ્ઞા લઇને કામે ઉઠયા, વન જાવા રાજંનરે;



## અધ્યાય ૧૦ મો.

ઢાળ.

વન જાવા કરો તયાર, સરવે અશ્વે ભીડીને સાજ,
મંત્રી પટાવત સેનાપતી સહુ આગળ આવો આજ.
એવી આજ્ઞા રાયની સુણી સર્વે થયા તૈયાર,
ભુપતી સંગે અશ્વે ચડીને આવ્યા પછી પુર બ્હાર.
પાઘડીનો પેચ ઉડે પવનથી હેમ કરે ચળકાર,
સોનેરી ઢાલ ને તરવાર અમુલખ શોભ્યા ક્ષત્રીકુમાર.
શુભટ અંગે સૃંગાર ચળકે આયુધ મંડીત તન,
સરખે સરખા શોભે સકળ જાણે સર્વ છે રાજંન.
જાતાં ભયાનક વન આવ્યું જહીં ઝાડી મચી રહી ઝુંડ,
ઉતાર ચઢાવ કોતર ગિરિના કંઇ ઝરે જળના કુંડ.
કૈંક ચઢાવ કઠણની કરાડયો અવધડ કંઇક ઉતાર,
વાંસ તણી લીલી ઝાડી મચી નહી માર્ગ તેમોઝાર.
ખશી પડે કંઈક ચર્ણ ઘોડાના ગરગડે પ્રૌઢ પાષાણ,
ખડખડે પત્ર ને વનચર નાસે વદતાં તે નીજવાણ.
વાંનર હુકે વંચક હુકે મૃગ નાસે ઉંચે પુંછ,
રીંછ પડે ઉપરાઉપરી તન ઘણા વાળના ગુચ્છ..
એક વિવર ભણીથી શબ્દ સુણ્યો જેવી ગર્જના ઘોર ગંભીર.

પરમાર્થસેન કહે આ દીશામાં વ્યાઘ્ર હશે બહુ વીર.
ચતુરાયે એક ચર્મ માગ્યું છે વ્યાઘ્રનું નીરવાણુ,
વીવર ભણી સહુ સાર્દુલ હણુવા ચાલો જળપી પ્રાણુ.
સુણી ભય તજી ચાલ્યા આગળ સરવે શુરા ક્ષત્રીકુમાર,
વીવર નજીક જઇને કર્યા પછી હીંમત ધરીને હોકાર.
વાઘ તડુકી ઉઠયો તેથી ગર્જ્યો મેઘ અશાડ,
વૃક્ષ પડ્યાં કંઇ તેણે કરી પડછંદે કંમ્પ્યા પહાડ.
ભુમી ખડે નીજ ચર્ણે કરી ભાગી પાષાણુ થાય પીષ્ટ,
પુંછ તતડાવે પીઠપર નાખે અદભુત રૂપ અરીષ્ટ.
રક્ત લોચન વક્ર દૃષ્ટી દેખાડે મુખ દંત,
ક્રોધે છણુછણે વાળ મુછના ફાળ ભરે બળવંત.
ધનુષ ચઢાવીને શર મૂકયો નરપતીએ દેઇ લક્ષ,
સાર્દુલ બહુ સંતાપ પામ્યો ફુટીઉ જમણું ચક્ષ.
પરવતપર નાઠો પછી દુઃખ પીડિત થઇ ભયવંત,
અશ્વ પછાડે ફેંકયો અધિપતિ સાથે બીજા બળવંત.
નાસતાં સાર્દુલ જાય અવળો પ્રૌઢ ચઢીને પહાડ,
ગીરીખીણુ નદી ઝર કોતર કુદતો ઉંચી કરાડ.
પાછળ ધાતાં પુંઠે રહ્યા અન્ય આઘે ગયો અવનીપ,
રાન બહુ ભય પુરણુ આવ્યું વિંધાચળની સમીપ.
ત્યાં થયો વાઘ લગો ભગ રાજે માર્યું બીજુ બાણુ,
વક્ષસ્થળ વીદાર્યું વિશિખે પળમાં નિકળ્યા પ્રાણુ.
વાઘ પડયો પૃથ્વી પર એવે કૌતક દીઠું એક,
દુરથી દીઠું દૈત્યનું ટોળુ ભયંકર વીરૂપ વિશેક.
કોઇ ગગન સુધી ઉંચો અડેલો કાન ભુમિ ઘસડાય,
કાજળના ગીરીરાજ સમુરૂપ છળીએ જોતાં માંય.
કોઇના શીર પર શ્રૃગ ઊગેલાં નાક ગીરીની ખોય,
અગ્નિનું ઘર એવાં નેત્ર ઊઘાડે ચારે દીશાએ જોય.
મનુશને મુખે હાર કરતા અસુર પાપી જન,
રૂધીરના ઓઘરાળા શરીરે જોતાં કંપે તંન.
ધનુશ બાણુ ગૃહી કર ઉઠયો દેખી પરમાર્થસેન,

આગળ જઈ આંતરીયા અસુરને વદતો ક્રોધીત વેણ.
અલ્યા કોણ તમે છો દુષ્ટ સરવે વીશ્વાંતક વીરૂપ,
કાળની તુર્તી જેવા દીસો છો કુકર્મ કેરા કુપ.
અસુર કહે સુણ ભુપ અમને ઓળખે વીશ્વઅખીલ,
વિદ્વાનને પણ વિકાર કરીએ સતીનું હરીયે સીલ.
તેમાં મુખ્ય કુધારકાસુર એવું મારૂ નામ,
મીથ્યાભીમાન પીતા જનનીનુ અવિદ્યા અભિધામ.
સઘળે વ્યાપિ રહ્યો છુ તથાપી આળસ નગર અવાસ,
ઉપાસે શ્રદ્ધાયે તેના મનની પુરૂ આશ.
પુનર્લગ્નારી નામે જુઓ આ પોઢ અમારો પુત્ર,
ઉંધુ છતુ સૌઉને સમજાવે વધવા નદે ઘર સુત.
આ બાળલગ્નાસુર બળિયો કરાવે બાળ લગ્ન,
વ્યભિચારાસૂર પુત્ર આ તેનો રહે છે સદા સુખ મગ્ન.
વ્યર્થ વ્હેમાંસુર આ છે સરવે વીશ્વને સુખનુંસ્થાન,
આણ મનાવે અવની ઉપર ઉતારે અભિમાન.
પુનર્લગ્નારીને વ્યર્થ વ્હેમાંસુરનો વળી સાંભળ વંશ,
વિસ્તારવાન કુટુંબી સગા બહુ ઉત્તમ રાક્ષસ અંશ.
પુનર્લગ્નારીની પુત્રી પરાક્રમી આ સુરી બાળ હત્યાય,
કલંક ઢાંકે કુલીનનાં કરે ભક્ષણ સર્વે પ્રજાય.
વલી પુત્ર પણ ગૃહખંડણ નામે, અંતક સરખો એહ,
વ્યર્થ વ્હેમાસુરને પણ કંન્યા દરીદ્રતા છે જેહ.
વીદ્યાનાશન કીર્તીમર્દન, બે સુત તેના જાણ,
સર્વ મળી નીજ પોષણ કરતા ફેલાવતા અજ્ઞાન.
વંશના વંશ ગણાવી શકાય ન વીતે વર્શનાં વર્શ,
ટુંકામાં કુળ પરિવાર બહોળો દેખી પામુછુ હર્ષ.
વીશ્વ સકળને વશ કરીને સર્વનો લઉછુ ભોગ,
આગળથી સુખ દેખાડી અંતે કરાવું જમસંજોગ.
જાણે સકળજન કલ્યાણ કરવા ફરીયે અમો સર્વત્ર,
વળી શંકા રહેતો પુછ બીજી ઉત્તર આપુ અત્ર.

### વલણ.

ઉત્તર આપુ અત્ર એવું સુણી બોલ્યો રાયરે,
તમે શ્રેય જગતનુ શું કરો તે મને શંકા થાયરે..

## અધ્યાય ૧૧ મો.

### રાગ મારૂ.

મને સંશય મોટો મંન, તમોથી દુખ પામે જંન;
કુધારા વરતાવો સમસ્ત, તેથી થાય સુધારાનો અસ્ત.
અવીદ્યાએ વધારો વ્હેમ, કહો કલ્યાણ થાએ કેમ;
બાળલગ્ન કરાવો છો જેથી; પ્રજા નીર્બળ થાય છે તેથી.
વ્યભીચારે વધારો અધર્મ, ભક્તો પાસ કરાવો કુકર્મ;
છતાં માને શી રીતે લોક, સુણી વીચારી પામુછું શોક.
બોલ્યો દૈત કુધારક ત્યારે, સહુ વીશ્વ અમારે આધારે;
કુટવા પીટવાના ધારા, એતો નીર્મીત આકટ અમારા.
વરતાવુ જગતમાં આણ, કરૂ કીર્તી વિદ્યાની હાણ;
નાતવરા પંચાતો મોટી, ખુબ દીવસ કરૂં તેમાં ખોટી;
વિદ્યા ભણવાનો આણુ ન લાગ, અવિદ્યા ભણાવુ મહા ભાગ;
પહેલા સૌને મનાવુ મહા સુખ, પણ અંતે કરૂ મહા દુઃખ;
અમો દૈત્ય છૈએ માંસાહારી, કરીએ ભક્ષણ સહુ નરનારી;
બોલ્યો પુનર્લગ્નારીવાણ, સુણો ભુપ ચતુર સુજાણ.
ધર્મ શાસ્ત્રનુ કાઢી બાનુ, મોટુ પાપ કરાવુ છાનુ;
દઇ ધર્મની લાલચ એક, અન્ય અધર્મ કરાવુ અનેક;
બાળલગ્ન કહે બળ મારૂ, સહુ વીશ્વને સુખ કરનારૂ;
જે કોઇ કરે મારી નીંદાય, તેના સુત કુંવારા રહી જાય;
પુત્રીનું ન કરે બાળલગ્ન, તેને શાસ્ત્ર કરે દોષ મગ્ન;
એમ થોડુ જણાવી પુણ્ય, આગે પાપ કરાવુ અનુંન્ય;
બ્યભિચાર પ્રબોધે જ્યારે, મારા ભક્ત પ્રજા પામે ત્યારે;

મારી કરૂણાયે મંગળ થાય, વરે શીશુ હરખે માત પીતાય;
અંતે કરી અબળ અધર્મી, ઉંધી સમજણ ક્રુર કુકર્મી;
જ્યારે થાય અમારા જોગ, ત્યારે કરીએ તેમનો ભોગ;
એક ગામે અવીચાર દાસ, રહેતો વણીક બહુધન પાસ;
ધડપણમાં થયો સુત એક, ઘણુ વ્હાલો રૂપાળો વીશેક;
થઓ આઠ વરસનો બાળ, દંપતીયે વીચાર્યું તે કાળ;
વરાવી સુત લઇએ લ્હાવો ફરી વખત મળે નહી આવો;
આપણ વૃદ્ધ કોણે દીઠી કાલ, માટે સુત પરણાવવો હાલ;
મારી ઉપાસનાએ એમ, લીધુ લગ્ન થયાં સુખી તેમ;
સુત પરણાવી આનંદ પામ્યા, આવી વહુ ઘેર દુખ સહુ વામ્યા;
નાનો બાળ નીશાળે જાય, મોટુ ધોતર ભુમી તણાય;
ગંદુ મુખ માખો બમણે કોટી, માથે પાઘ મુકેલી મોટી;
પરણ્યા પુઠે ભણે શું અભાગી, અકાળે અબળા અનુરાગી;
મોટી કામની નાનો કંથ, કેમ ચાલે સંસારનો પંથ;
મારો સુત વ્યભિચાર અસુરે, સ્ત્રીએ સમર્યો તે રાક્ષસ ભુર;
થયો પ્રસન એ બગીયો જ્યારે, પાડે બેશીને ધાયો તે વારે;
દીવો સુત એક વરદાન આપ્યું, કઇ અંતઃકરણનુ કાપ્યું;
એમ કરતાં અધર્મે નેટ, મુંઓ સ્વામીને ઉતરી વેઠ;
પુનર્લગ્નને તો છે અપરાધ, નીંદે લોકને શાસ્ત્રનો બાધ;
એમ સુચવ્યુ પુનર્લગ્નારી, ત્યારે થઇ તે પછી વ્યભિચારી;
બાળ રહેતાં જગતનો માર, વાધે અધર્મ તનવીકાર;
આસુરી બાળ હત્યા તે વાર, કરે સર્વ બાળકનો આહાર;
એમ થઇને નીરંતર લક્ષ, અન્યો અન્યને આપીયે ભક્ષ,
એવી સાંભળી કરણી ક્રુર, રૌદ્ર રસમય થઈ ગયો સૂર;
ખેંચી ખડ્ગ કુંચો અવનીપ, આવ્યો ધાઇ દુષ્ટોની સમીપ;
ઊંધુ સમજાવો છો સૌઉને પાપી, વીશ્વ માત્રમાં રહ્યા છો વ્યાપી;
નીજ આશ્રીતને ચુશી લોછો, વળી કુકર્મ કરવા કહો છો;
જેમ ડાકણી વ્હાલાને ખાય, એવી રીત તમારી સદાય;
મારો દેશ બગાડયો સમસ્ત, કર્યો જ્ઞાન રવીનો અસ્ત;

ઘણી રીશે કરીને ધાય, હણી આજ કર કડકાય;
છાતી ઠોકી કરે સીંહનાદ, ફરે ફાળને દેતો સાદ;
માર્યું ખડ્ગ કરીને અમર્શ, થયા રાક્ષસ સર્વ અદર્શ;
ઘણું વીસ્મય પામ્યો મંન, વીચારે ઉભો રહી રાજંન;
આ શું થયું ગયા ક્યાં અસુર, જુએ ચોદીશ લોચન;
માયા અસુર તણી નવ જાણી, એટલે થઇ આકાશ વાણી;
અરે ભુપ શું થાય ઉદાશ, એમ એ નહી થવાના નાશ;
તારે ઘેર છે શાંતી નાર, તેને પેટે થશે અવતાર;
બ્રાહ્મણ અંશ સ્વતંત્ર તપસ્વી, શુદ્ધ પ્રવીણ પવીત્ર યશસ્વી;
સુધારકસિંહ કેસરી બંકા, હણશે અસુર કરી દેશ ડંકા;
ઠામ ઠામથી દુષ્ટના ધામ, ઉપાસન તે સંબંધી કામ;
સરવે ઉખેડી નાંખી સમુળ, દેત્ય દળમાં ઉરાડશે ધુળ;
સુણી ગંભીર અશરીરવાક, થયો શાંત તે બુદ્ધિ વીપાક;
ચાલ્યો પુર ભણી વ્યાઘ્ર સમેટી, દીધું રાણીને ચર્મ [?] આમેટી;
શાંતિ પ્રસંન થઈ તે વાર, દીઠું ચર્મ સુંવાળું સાર;
નીત્ય તે પર બેસી વિજ્ઞાને, ધરે ઇશ અખંડનું ધ્યાન;
સાંભળે સદા શૈવ પુરાણ, કરે નીશદીન શીવશીવ વાણ;
એમ કરતાં થયા દશમાસ, સુધારકસિંહ થયો પ્રકાશ;
જગ કરતાં ઘણું અનુષ્ટાન, થાય તાદર્શ શ્રી ભગવાન;
યજ્ઞ પુર્ણાહુતીને દીન, પ્રગટે તેજસ્વી યજ્ઞ સ્વામીન;
દયા દે બીજી નૃપની રાણી, તેને પ્રસન થયા શુળપાણી;
થયો શુબોધસિંહ સુજાણ, વાધી વિશ્વમાં જય જય વાણ;
એમ સાતે રાણીયોને સાત, થયા સુપુત્ર પુર્ણ વીખ્યાત;

**વલણ.**

રત્ન પુત્ર સહુ રાણીયો પામી સુભટ પવીત્ર રે.
સેવક કહે સજ્જન સુણો સુધારકસિંહ ચરિત્ર રે



# અધ્યાય. ૧૨ મો.

## રાગ ગરબી.

ઓધવજી સંદેશો કહેજો શ્યામને, એ રાગ,

મંગળ સ્હેજ બને ઇશની કરૂણા થકી
ભુંડા ભાગ્યના અટળ અંક ભુંસાય જો;
તરૂણાને મેરૂ પારસ પાષણુ ને
રીઝે દેવ તો કરે રંકને રાય જો.
મંગળ સ્હેજ બને ઇશની કરૂણા થકી
અલભ્ય વસ્તુ આપે એક મુહુર્તમાં.
કર્તુ અકર્તુ સમર્થ છે સરવેશ જો;
કોટી જન્મનાં કુડાં કર્મ કાપે વળી,
પુરે મનોરથ સરવે સહજ મહેશ જો. મંગળ.
દાવાનળથી દહન થયેલા વનમાં;
[illegible] લીલાલહેર જો.
સુકાં સરોવર અવણે વહી વહી નીકળે,
પરબ્રહ્મની કોઇ ન જાણે પેર જો. મંગળ.
એમ સુધારકસીંહ થયો સુત શાંતીને;
જયમ કૈશલ્યાથી પ્રગટ્યા રઘુવીર જો.
સુબોધસીંહ સુપાલ દયા દેને થયો,
ચંચળ તેજ પુરણ ને શુભટ શરીર જો. મંગળ.
ધૃતી નાર ત્રીજી તેને પેદા થયો;
ધીરજસીંહ અમોઘમતી ધરણીશ જો.
સુમતી ચોથી તેને ઇશ કરૂણા થકી,
સુતર્કસીંહ નામે ઉપન્યો અવનીશ જો. મંગળ.
ક્ષમાં પાંચમીને ઉપન્યો ક્ષત્રીપતી;
માનસિંહ મહિપાળ મહાબળવાન જો.
છઠ્ઠી રાણી સુકીર્તી નામે ભુપની,
જાયો તેણે જોરાળો જસવંત જો. મંગળ.

કૃતજ્ઞ કેસરી ઉપરતીએ પ્રસવ્યો જુઓઃ
સાતે સુતની શોભા અપરમપાર જો.
સુંદરીયો સાતે સુત સાથે શોભતી,
ભુપતી પુરણ ભાગ્યતણો ભંડાર જો. મંગળ.
વધામણી ખાધી દાસીએ ભુપને;
હરખાતી કહે પુત્ર જન્મ ભુપાળ જો.
શાંતી સહીત રાણીઓ સરવેને થયા,
કુળ તારણ સુત સાતે રૂપ રસાળ જો. મંગળ.
સુણી આનંદ સુધાનીધી વાત સુખી થયો;
ભુપે તે દાસીની ભાગી ભુખ જો.
મણી માણક બહુ રત્ન અમુલખ આપીયાં;
ટાળ્યુ દીનનું દરીદ્રતાનું દુઃખ જો. મંગળ.
વીપ્રો સુપાત્રને બહુ દાન કર્યું વળી;
પરમારથમાં ખાલી કર્યા ભંડાર જો.
વળી સંકલ્પ ઘણા શુભ કર્મતણા કર્યા,
યજ્ઞ યાગવ્રત નિયમ તણો નહીં પાર જો. મંગળ.
સાકર સો મણ વેંચી સરવે સાથમાં;
સજ્જન સભા ભરી બેઠો ભુપાળ જો.
ઇશ્વરનો આભાર ગણીને સ્તુતી કરે;
દીવસ રૂડો દેખાડયો દીનદયાળ જો. મંગળ.
જાત કર્મ કરાવ્યુ મોટા હર્ષથી;
કુંવરતણું મુખ જોવા મન આતુર જો.
સાહીત સર્વ કરાવ્યાં પુત્રો કારણે,
ચંચળતા વધી આનંદ અરણવ ઉર જો. મંગળ.
રાણીઓ સરવે પણ સુખ પામી બહુ;
કરતાની કરૂણાથી પહોચ્યા કોડ જો.
હરખે હળીમળી પૂરણાનંદે ઝીલતી,
મંગળ ગાતી માનની મોડામોડ જો. મંગળ.
રત્ન પારણાં ઝળકીત છે જરીઆનથી;

હીરા મણી મુક્તાફળ છે તે માંય જો.
લટકે મેના પોપટ તદરૂપકારમાં,
ફૂંદનનાં કીધેલાં કસર ન કાંયજો.. મંગળ.
એ પારણીયે બાળકને પોઢાડતી;
માતાઓ સરવેને મન આનંદ જો.
હાલરડાં ગાતી હરખે હીંડોળતી,
અમૃતવેણુ મૃદુ મુખ પુનમ ચંદજો. મંગળ.
હરતી ફરતી બહુ હરખે સુત લેઇને;
પડે મહેલમાં વિદ્યુતવત્ પ્રકાશ જો.
બાળકથી કાલું કાલું કહિ બોલતી,
હસાવતી હસતી મન મોટી આશજો.
મંગળ સેજ બને ઇશની કરૂણા થકી;

### વલણ.

મંગળ કરે મહેશની કરૂણા અપરંપારરે;
શ્રોતા જન સ્નેહે સુણો સુમાર્ગ નીતિ રસ સારરે.

---

## અધ્યાય ૧૩ મો.

### રાગ ધનાશ્રી.

સુમાર્ગ નીતિ રસ સાગરનો કહું સાર શ્રોતા જન,
તમે આર્ય વિવેકી ઉત્તમ કુળના વિચાર કરજો મન.
દ્રષ્ટિએ ચાલીને ડગલાં ભરીએ વસ્ત્રે ગળી જળપાન,
વિચારી ચાલીને વાણી વદીએ તજીએ અખીલ અજ્ઞાન.
મિથ્યા વાદ વિવાદ ન કરીએ સત્યનો કરીએ શોધ,
ચિત્ત દેઇ નિત્ય શુણો હિતકારક બહુ ગુણ પુરણ બોધ.
આ કથા અખિલ જગ પાવની ધન ધાન્ય સુત દાતાર,
મન વાંછિત ફળ પામે વિચારીને વાંચે વારંવાર.
હવે સાતે સુત પરમાર્થ સેનને રાજ્ય મહદ્ સુખી દેહ,

પુત્ર ચપળ ચિત ચોર મનોહર સાચુ કે શમણું એહ.
આનંદમાં દીન જાય પાળે નિજ ધર્મ ને ધરણીશ,
જય જય શબ્દના ઘોષ થકી પરિપૂર્ણ થઇ દશ દિશ.
શાંત રસમય રાજ્ય સરવે પરમ સુખી પુરજન,
નિજ નિજ કર્મ યથોચિત કરતાં ધર્મ સહીત પાવન.
બંદોબસ્ત બહુ છે નૃપનો કાંઇ ન થાય અન્યાય,
નિયમ પ્રમાણે નોકર સરવે તે પણ ચાલ્યા જાય.
રક્ષણકારક રક્ષણ કરતા શ્રીમંત ભોગવે ભોગ,
વેદાભ્યાસી વેદ ભણે ને જોગી જનો તપ જોગ.
ઘર ઘર હરિશેવા શુભ ભક્તિ કથામૃત સુણે લોક,
શિવ પૂજન જન કોઇ કરે મળી દર્શન કરવા થોક.
કામનીઓ કોઇ કારણ રૂપે અવતરીયો અવતંશ,
ઉર્વશી આદે ઇંદ્રતણી જાણે અપ્સરાઓનો અંશ.
ગૌરવરણ ગુણ ભંડાર વિદ્યા ચોદનો જાણે પાર,
નિજ નિજ કાર્યમાં કુશળ રહે શેવે શ્રદ્ધાએ નિજ ભરતાર.
ચંદ્ર વદન મૃગ નેણ સુધાનિધિ નાકે નિર્મળ મોતી,
સોળ ધરી શણગાર અટારીએ વાટ પતિની જોતી.
કોઇ વિરહીણી કરે વાત સખીને પીયુ ગયા પરદેશ,
રાજવિના નવ રહેવાય બેની હૈયું બળે હમેશ.
લાજ હશે નહિ આજ સુધી શું બેશી રહ્યા હશે બેની,
કાગળ તો લખી થાકી કરૂં શો ઉપાય હવે કહેની.
એમ શાંત રાજ્યમાં શાંતીપતિની ફરે શાંતીની આણ,
કુંવર વધે શુદ ચંદ્રસમા જેવો પ્રાતસ્કાળે ભાણ.
જરકશી જામા પેહેરતા શિર મેલે જરીયાન પાઘ,
મુકતાફળ મણિ માણક મંડિત મૃગ ગદ તન અનુરાગ.
જાણે સપ્ત રૂપિએ અવતાર લીધો સાતે વિષ્ણુના અંશ,
સાતે વસુ જાણે પ્રગટ થયા તે કરવા અસુર વિધ્વંસ.
શીખવે નીજ ગુરૂ તે ચંચળ શીખી જાય છે તરત,
જ્ઞાન વિજ્ઞાન ને મહદ્વિચારમાં સ્હેજ પોહોચાડે સરત.
કોઇ સમે ચડી અશ્વ ઉપર ફરવા જાય કુમાર,

વન ઉપવન સરીતા સરોવર શોભા જોવા સાર.
વળી અભ્યાસ કરતા આયુધ વિદ્યાંનો તાકીને માંડે નિશાન,
કુશળ કરવા સહુ કસરત શીખ્યા નિરમળ ગુણ નિધાન.
વેદ સ્મૃતિ નીતી શાસ્ત્રજ પુરાણ નિરૂક્તિ બ્રાહ્મણ પાર,
ગણિત શાસ્ત્ર પાતાં જળને વળી ન્યાય શાસ્ત્ર નિરધાર.
તર્ક શાસ્ત્ર રસાયણ શાસ્ત્રને વૈદક શાસ્ત્ર સમસ્ત,
યાંત્રિક તાંત્રિક શાસ્ત્ર ભણ્યા કીધું અજ્ઞાન સરવે અસ્ત,
ચિત્રકળા નેગ હુનરકળા ગજ અશ્વકળા ગંભીર,
યુદ્ધકળા સહુ શાસ્ત્ર કળા તે શીખ્યા સરવે વિર.
અવધડ જગ્યાએ અશ્વ ઉરાડે દુર્લક્ષ ભેદે બાણે,
કસરતથી બળવાન ભૂજા ધનુ કર્ણ સુધી પણ તાણે.
તેમાં વડા છે રાય સુધારકસિંહને સિંહ સુબોધ,
સર્વ કળા ગુણ વિદ્યા પુરણ અકલતર્કઅમોઘ.
તે પુત્ર બને ભૂપને કરે વિનતી વારંવાર,
આજ્ઞા આપો અમને પીતાજી પ્રવાસ કરવાની સાર.
તીર્થ યાત્રા કરીએ ઘણી ઘણા જોઇએ દેશ વિદેશ,
બ્રહ્મચર્ય અવસ્થા પાળી ઉર્ધ્વરેત અશેશ.
ત્યારે ભૂપ કહે અરે બાળક તમને કોણે કર્યા અજ્ઞાન,
નાની વયમાં પ્રવાસ કેવો અથડાવું રાનારાન.
દુઃખ નથી દીઠું સ્વપ્નમાં છો કોમળ રાજકુમાર,
પ્રવાસ પીડા ભોગવવા શું આવડો હર્ખ અપાર.
માગાં મોકલે દેશ દેશના રાજા આપણે ઘેર,
કોઇ સુંદર રાજકુમારી સાથે પરણાવું આનંદ ભેર.
સુધારકસિંહ કહે શું પરણીએ નાનપણામાં તાત,
વંશ પરંપરાનું બળ ખોવું એ શ્રુતિ વિરૂદ્ધ સાક્ષાત.
રાણીઓ પણ આ વાત સુણી મળી બોલે રૂપ રસાળ,
પરદેશ કેવું નાનપણમાં બાહુ દુઃખ પડવા બાળ.
રાજાએ નીજ રાજગુરૂને તેડાવ્યા તેણે ઠામ,
આ કુંવર કહ્યું નથી માનતા મન તીરથ કરવા મામ.
ત્યારે ગુરૂ કહે સુણો રાયજી તમે આપોને આજ્ઞાય,

એ પુત્ર પરાક્રમી અધર્મ હણવા અવતર્યા પૃથ્વીમાંય.
એ માણસ રૂપે ન જાણશો છે દેવાંસી બળવાન,
ધર્મનું સ્થાપન કરવા માટે અવતર્યા શ્રી ભગવાન.
વળી વિદ્યા ભણ્યા પણ પ્રવાસ વિના સર્વે વ્યર્થ સદાય,
તે કહુ યથારથ ગુરૂ કહે તમે સાંભળો રાણી રાય.

### વલણ.

ગુણ અગણિત પ્રવાસમાં કહુ યથારથ તેહરે,
આ કુંવર મનુષ્ય નહિ જાણશો છે દેવાંશી દેહરે.



## અધ્યાય ૧૪ મો.

### ચોપાઈ રાગ વેરાડી.

રૂડું નગર દેશાભિમાન, તારૂં નિષ્કંટક રાજ રાજાન.
વિશ્વપતિનું પામ્યા વરદાન, તેથી થયાં ઉજળાં સંતાન.
નહિ સુત એ છે પુરણ કામ, નવે ખંડમાં વાધશે નામ.
જોતિષ શાસ્ત્રને વેદ સુજાણ, નર ભારથીના જાણે ભાણ.
બારી કળામય ગુણગંભીર, વિદ્યાવાન વીપ્રોમાં વીર.
એક સમે મુજ સંગે થઇ શાંત, ભાત બંનોએ ભાગી ભ્રાંત.
વીચાર્યું જે કરીએ પ્રવાસ, પહોચે મનતણા અભિલાષ.
વિના મુસાફરી સઘળુ વ્યર્થ, ગુણ વિદ્યા ચાતુરીને ગર્થ.
વિણ પ્રવાસ જીવતો જડજાણ, ઝીણા હાડ પથ્થર પ્રમાણ.
રહેન સુર્ય વિણ આંખે શર્ત, વિના મુસાફરી સઘળુ વ્યર્થ.
વૈદુ નહીં પાસે વૈદશો, ઉદ્યમ કરે અકર્મી કશો.
શસ્ત્ર વિના શું કરે સમર્થ, વિના મુસાફરી સઘળુ વ્યર્થ.
વ્યર્થ જ્ઞાન વિના વિદ્વાન, ભણ્યો વ્યર્થ રાખે નહી ભાન;
કંજુસને ઘર અગણિત ગર્થ, વિના.
સ્વામી વિના સતીનો શણગાર, સુતવિના સુનાં ઘર બહાર;

જળવિણુ જેમ મરે મીન તર્ત, વિના.
ભણ્યા વિના નિષ્ફળ ઉપભોગ, વ્યર્થ સુખ સહુ દીલમાં રોગ;
અજ્ઞ સમિપ કવિતા રસ અર્થ, વિના.
છતા પગે ગણુ લંગડો, બહુજ ધનતો એ બાપડો;
છતા હાથ પણ ઠુંઠો તેહ, આંખ છતી પણ અંધો એહ.
સુધારકસિંહે મુજને કહ્યું, પ્રવાસ વિના સઘળુ અણલહ્યું.

મારા રાજમાં કુધારકા સુર, ભ્રષ્ટ કરે સર્વને જુર.
જનતન ધન જશ ખ[illegible]જાય, મારી આંખે શુ દેખી શકાય.
ખરો ગમે તે કરૂ ઉપાય, સર્વ પ્રજા મારી સુખી થાય.
પડુ કુવામાં અડુ જઇ આભ, લે મુજ રૈયત જો લવલાભ,
પડુ પ્રૌઢ પાવ[illegible]ની ઝાળ થાય, રૈયત સુખી રસાળ.

અરૂણુ ઇંદુ નવ પામે અસ્ત, બાંધુ એવો બંદોબસ્ત.
જેમ તેમ રૈયત સુખી થાય, એવો કોણ કહે ઉપાય.
મીઠો મહાસાગરને કરૂ, પરોપકારમાં નીશ્ચે મરૂ.
માટે કરૂ પ્રવાસ હુ જ્યારે, પામુ ગર્ભીત લક્ષણુ ત્યારે.
હોય મનુશ બધા ગુણરાશી, વ્યર્થ બધુ ન હોય પ્રવાસી.
એની વાત ખરી લાગી અમને, માટે વિસ્તારીને કહુ તમને.

## ઇદ્રવીજય છંદ.

પંડીત મંડળમાં નહી ખંડીત તર્ક તણો ઉર અર્ક નિવાસી,
વેદ પુરાણ કુરાણ સુ જાણીત કોટી કળામય કિર્ત્તિ પ્રકાશી,
ગુણની ગુણ નિપૂણ પણે સુ ભણ્યો પણ એકજ ભૂલ ન ભાશી.
સેવકરામ કહે સજનો સહુ વ્યર્થ બધું જન જે ન પ્રવાશી.

## વલણ.

વ્યર્થ બધા ગુણ જાય છે ફરે નહિં જગમાંયરે,
ફરે નહી જો ત્યાં મરે ઝાડ ઉગે છે જ્યાંયરે.



## અધ્યાય ૧૫ મો.

### ભુજંગી છંદ.

બહુ બુદ્ધી વિદ્યા સુ પામે પ્રવાસી,
કળા કીર્ત્તિનાં કારણુ ઉદે ઉજાસી.
થયું શુ કદાપી સુતા નીત્ય સુખે,
ફરે તે ચરેને મરે બાંધ્યુ ભુખે.
પઢાવ્યો ખરો પુત્ર પોતે પીતાયે,
નહી દેશ જોવા કરે જો વીદાયે.
( તે જેમ ) નથી દેવી કન્યા અને સાસુ પુંખે,
ફરે તે ચરે ને મરે બાંધ્યુ ભુખે.
પ્રવાસે થયો વિક્રમાજીત રાજા,
પ્રવાસે રઘુવીરના ગુણ ગાંજ્યા.
લડાવો નહી લાલને લાડ લુખે,
ફરે તે ચરે ને મરે બાંધ્યુ ભુખે.
ફરી વિશ્વના દેશ જેણે ન જોયા,
વળી દેશનાં દુઃખ બ્હેમો ન ખોયા.
કર્યું શું પક્ષી આવીને માત કુખે-- ફરે.
પ્રવાસે વળી જુગલગી ગુણ જાશે,
દયાવાન વિદ્વાનનું દીલ થાશે.
રહ્યા શું રહ્યા બેશીને જો જરૂખે- ફરે.
સહુ સાજનો માનીને શીખ મારી,
પ્રવાસી કરો ને પ્રજાઓ તમારી.
મહા હર્ષથી શેવકે માગ્યું મુખે- ફરે.
બગાડયો અરે આળસે દેશ આખો,
વિના ઉદ્યમે છે ફરે લોક લાખો.
હજી આથીયે નેઇ થાશે અચુકે- ફરે.
રહે બાયલો હોય તે બેશી જાણો,
ફરે રાજવી હોય જે ક્ષત્રી રાણો.

મરે તોય નહી મર્દ તો મામ મુકે- ફરે.

**વલણ.**

ચરે ફરે તે જાણ રાણા, મરે ન ફરે મતી મંદરે.
આ સમય નિશા તમ ટાળવા ઉગ્યો સુધાક ચંદરે. રે.



## અધ્યાય ૧૬ મો,

**ઢાળ.**

મનન કરીને મહીપતી પરમાર્થસેન ચતુર,
પુત્ર તમારો પરાક્રમી અમોધમતી ગુણ નુર.
તમે ભુપતી શું ભુલી ગયા મુજને કહીતી વાત,
જ્યારે શીકાર કરવા વાઘનો તમે ગયા હતા સાક્ષાત.
ત્યારે વનવીશે મહા અસુર મળીયા ક્રૂર મુખ વિકરાળ,
તેમણે સદ્ વિદ્યા નસાડી વિશ્વનો આવ્યો કાળ.
તે અસુર સરવે વિસ્તાર પામી વ્યાપી રહ્યા છે રાય,
વળી તમે છંછેડયા દુષ્ટને તે દીનના રીશમાંય.
કરે મતી ભ્રમ લોકની વરતાવે ઘણોજ અધર્મ,
ઉંધુ છતું સમજાવે સહુને કરવા ન દે શુભકર્મ.
ત્યારે શાંતી કહે તમે નાથ મુજને કેમ કહિ નથી વાત,
મુજ માટે પડયું સંકટ તમને તે સર્વ કહો સાક્ષાત.
પછી ભુપતીયે કહી વાત સઘળી તે દીન વીતી જેહ,
સુધારકસિંહે પણ સુણી સહ પામ્યો નીર સંદેહ.
પછી રાય કહે ઉપાય હવે એ દૈતનો કરીએ કેમ,
મેં પણ બહુ તજવીજ કરી છે જન દુખી થાય જેમ.
વીપ્ર કહે વિણવિદ્યા નગર સહુ જાંખુ પડયુ સમશાન,
સૌને ચીત ચીંતા ચીતા ધુંમ્રવર્ણું અજ્ઞાન.
ખરે બપોરે ખાતરો પાડે પાપી કુધારક ચોર,
તેનું સાધન કરે અજ્ઞાની નર સહુ એવા નઠોર.
ઉદ્યમ તો અળગો કરે કરી વ્હેમ પછી શું થાય,

જેમ અરૂણ ઉગ્યાવિના ઝાઝ તિમિર નવ જાય.
ઉદ્યમ ભુષણ અવનીનુ ઉદ્યમ નરનું નાક,
ઉદ્યમ મોટો અખીલમાં વધે ઉદ્યમે વાક.
લુણ વીણ અન તન વસ્ત્ર વીણ વીના દીવા કર દીન,
તેમ અવનિ ઉદ્યમ વિના જેમ વિના જળમીન.
આવું દેખી તુજ પુત્ર સુધારક અંતરમાં અકળાય,
વિવિધ વીચાર કરતો નીરંતર પણ ન જડે ઉપાય.
આમ ઘણી પેઢીયો થઈ સહુ ખરાબ કીધુ રાજ,
નીરધર કો નવ નીપન્યો આ નર નીપજ્યો આજ.
ગરધવને મારો ઘણુ પણ ભુંકયાનું ભાન,
ચતુર અશ્વને ચાપકો એક તે સોની સમાન.
આખુ જગ નીંદા કરે શંખનીને નહી લાજ.
અસત્ય પણ સુણતાં સતી તરત કરે જીવ તાજ.
બસેં બગાયો બાઝતાં ભેંસ ન લાવે ભાન,
એક સિંહને અડકતાં ખોળી તજાવે પ્રાણ.
એમ હતા સહુ ઉંઘતા જાગ્યો આ નર જાણ,
ચટપટી લાગી ચરને પ્રજાપાળ પરમાણ.
અરરર આ અજ્ઞાન જે નપુશક સરખુ નામ,
હું નર એથી કેમ ડરૂ હઠશે એ તજી હામ.
અપાર સુખ પામે પ્રજા કયમ સુખ લહુ હું કાંય,
બાળક દુખીને બાપ સુખી એ મોટો અન્યાય.
સર્વ પ્રજાની સ્હાયથી સૌ પામુ હું સુખ,
તેને પડતાં પાપી હું દેખી શકુ કયમ દુખ.
ફળ ભક્ષી જે ઝાડનાં ઉછર્યા હઈએ આપ,
ખાધું તેનું ખોદીને કેમ કીજીએ કાપ.
જઈને જેને ઝુપડે પડી રહીયે આખી રાત,
સવારમાં ઘર બાળીએ કેમ સાંખે તે જગતાત.
એમ વિચાર્યું હતુ મુજ આગળ પોતે સુધારકસેને,
તે માટે કહુ તમને જવાદો પ્રવાસ કરવા એને.
પછી આજ્ઞા આપી માત પીતાયે કરવા સુધારો સાર,

પ્રથમ અહીં અભિપ્રાય સહુનો લેવા કર્યો વિચાર.
મન એને આ લાગીયુ દાવાનળ સમુ દુખ,
પુરૂષાર્થી મુજને કહ્યાં મર્મ વચન બહુ મુખ.

**વલણ.**

ગુરૂજી નીજ મંદીર ગયા પડી સાંજ તે વારરે,
નીજ સ્થાનક સુત ભુપ થયા કરતા વિવિધ વિચારરે;

---

## અધ્યાય ૧૭ મો.

### રાગ વેરાડી.

એની રીતે વિચાર્યું આહી, સુધારકસિંહ આવ્યો મ્હેલાં માંહી.
પ્રતાપવંત રવી પામ્યો અસ્ત, અંધારૂ ફરી વળ્યું સમસ્ત.
સ્થીર ચીત્ત ન તેનું થાય, સુધારકસિંહ સુતો સજ્યાય.
ચીતા સરખી લાગી સેજ, અગ્નીઝાળ તો દીપક એજ.
દીઠા સ્મશાન સમ સહુ મ્હેલ, તાતાં લાગ્યા ચંદન તેલ.
દુખી પ્રજા સુખ પામે રાય, તે નૃપ નીશ્ચે નરકે જાય.
એનો કોઇ પણ કરવો ઉપાય, જેથી સર્વ પ્રજા સુખી થાય.
વળી એમ વીચારે રાય, ઇશ્વરની જોઇએ કરૂણાય.
ઇશ કરૂણાથી સહુ થાય સહેલું, માટે પુજવું તે પદ પહેલું.
માણુસ કરે વિચારો મોટા, તેની કૃપા વિના સહુ ખોટા.
થોડા શ્રમે થાય સીદ્ધ કામ, જ્યારે રીઝએ પુરણ કામ.
એમ કરતાં થઇ મધરાત, ઉંઘ તજી ઉઠયો અધીનાથ.
શોમવાર હતો તે દીન, વિશ્વનાથ પુજયાનુ મંન.
પહેર્યાં વસ્ત્ર સજ્યાં હથીઆર, ખેંચી કમર ઉઠયો તેણી વાર.
કરમાં ખડગ લીધી ચળકતી, વાંસે ઢાલ બાંધી ઢળકતી.
પુજાપો લીધો વિધ પેર, બીલી પત્ર લીધાં દશેર.
ગંધાક્ષત ધુપ દીપ નૈવેદ્ય, લઇ ચાલ્યો ભુપ તજી ખેદ.
વીતં શાઠ્ય તજી તે વાર, કેશર કસ્તુરી કપુર અપાર.

પુષ્પ છાબ લીધી તે સાથ, મહેલ બ્હાર આવ્યો નર નાથ.
મહા ઘોર થઇ મધરાત, જડે નહી જોતાં જન જાત.
ગગન વીશે થઈ ગોર ઘટાય, આભ અવની બે એક જણાય.
બાદરવો વરસે ભરપુર, કરે કાટકા ધ્રુજે સુર.
ગર્ભ ગર્ભવંતીના ગળે, ધ્રુજે ધરણી દ્રુમ હેઠે ઢળે.
જબકે વીજળીના ચમકાર, મેહ પડે છે મુશળ ધાર.
રાય કરમાં નાગી તરવાર, ચાલી નીકળ્યો છે પુર બહાર.
ભયંકાર કાળી ભામની, વ્યાપી રહી સઘળે જામની.
વાયુ વાય જણાય ન વાટ, સુધ બાંધી હીંડે છે સોંસાટ.
ભીજ્યાં વસ્ત્ર ટાઢે તન ધ્રુજે, સામાં વૃક્ષ ઘટાય નસુજે.
ત્યાંથી છેટે અરણ્યમાં જાર, એક જોજન શીવ ઉંકાર.
ત્યાં જવુ વેળા દોહલી, એકલો પાસે ભાર છે વળી.
ઇશ કરૂણા જવાનીના તોરે, આવી પહોચ્યો તે સત્તમ જોરે.
દૂરથી દીઠું દેવળ શ્વેત, જોઈ અંતર ઉપજ્યું હેત.
સોના શીખર મણી લાલ ચળકે, જાણે જામનીમાં રવી ઝળકે.
નીંદ્રા વશ છે પુજારી જંન, લાગ જોઇ હીંડયો રાજંન.
પેઠો દેવળમાં મહીપાળ, દીઠા દુખહર દીનદયાળ.
દીપક જ્યોત ઘણી પરજળે, હીરા ઝવર માણક છળહળે.
તેજસ્વી લીંગ જ્યોતી સ્વરૂપ, વીશ્વવ્યાપી બ્રહ્માંડના ભુપ.
મુકી ખડગ શીવ પુજન કર્યું, ધ્યાન અષ્ટાંગ યોગથી ધર્યું.
આવાહન પોડષ ઉપચાર, મંગ યુક્ત બીલીપત્ર સાર.
ગંધાક્ષત ધુંપદીપ સુમતી, અરપી ભાવે કરે આરતી.
મુકી નૈવેદ્ય ચર્ણ આસક્ત, ચીત્ત એક કર્યું અંવી ભક્ત.
ભક્તી નમ્ર મધુર મુખ વાણી, સ્તવે કર જોડી હર્ષાશ્રુ આણી.

**વલણ.**

તાલ બજાવે નાચીને હૈયે હર્ષ નમાયરે,
નમન કરે નીરમળ ચીત્તે જયમ રીઝે શીવરાય રે.



# અધ્યાય ૧૮ મો.

## ઝુલણા છંદ.

ઈશ જગદીશ તજ રીશ મજ દીશજો,
શીશ નામી કહું ગીશ પાડી.
અર્જની ગર્જના ધારતું ધ્યાનમાં,
દીન તવદાસ હું દહાડી દહાડી.
ઝુંડ સંકટ તણા કંટકે ઝીંટીયો,
રીંટીગે વીંટીયા બંધ જેવા.
ગીરીવરવાસી કૈલાસી અવીનાશી,
તવ ચરણુની સેવદે દેવદેવા.
હે મર્ણુ ભયહર્ણું સુખ કરણુ ભવ,
ભરણુ દીન તરણુની વરણુને શરણી કર્ત્તા.
વિશ્વ ઐશ્વર્યતા વિષય વિ ચૈરતા,
ધૈર્યતાથી ધર્યા ધરણી ધર્ત્તા.
પાળ કંગાળના કાળ ખળના ખચીત,
ભક્ત સંભાળજો હાલ કેવા. ગીરીવ..
સકળ કળ અકળ બળ અતુળ ભુતળ પરે,
તોય પરિગ્રહ કેવાય ભોળા.
કોટી કરતુક શીવ શું કહુ મુખથી,
દુષ્ટના તો ડળે દેખી ડોળા.
વેદ પણુ ખેદ ધરી ભેદ પામ્યો નહી,
કહો પછી કોની સામર્થ્ય કહેવા. ગીરીવર.
સર્વ કૃત સૃષ્ટી વળી વૃષ્ટીકૃત તુજ,
તવ દૃષ્ટી વીણુ એક નવ કૃત્ય થાશે.
કોઈ નથી વાર કરનાર આવારમાં,
આવી બેઠો અહી આપ આશે.
આશપુર દાસની ઉર ઉલ્લાસથી
સારય સહુ અર્થ ઇચ્છીત એવા. ગીરીવર.

શું કરે શેષ રૂપી કેશ અમરેશ શું,
લેશ નહી કોઇથી અર્થ સરશે,
અર્થ સરવે પરિપુરણ પામે પરમ,
ભક્તી તવ પ્રીતથી કોઇ કરશે;
ખાસ તવ દાસનો વાસ કૈલાસ કર,
પાસ રાખો પ્રભુ નીત્ય રહેવા. ગીરીવર.
સકળ બ્રહ્માંડ મંડળતણી માળ તે,
રૂદ્ર માળા ગળે એજ માનુ;
જો જટજુટના વાળથી ગંગ ઝરી,
છે ન દુનિયાં વિષે છેક છાનુ;
એવી ઇશ શીશ જે ગંગ દશ દીશ છે,
માન તે મેહથી થાય મેવા, ગીરીવર.
એહ છે મેહ સંદેહ વીણુ તેહથી,
વિવિધ બ્રહ્માંડ મધ્ય થાય વૃષ્ટી;
ત્રીપુરારીતણાં તેજી ત્રણ નેત્ર છે,
તેથી રાખે દશે દીશ દૃષ્ટી.
સ્વર્ગને મૃત્યુ પાતાળના પાળનારા,
પ્રભુ ના દીસે નેત્ર તેવા. ગીરીવર.
ભૂતળમાં બાણ પાતાળમાં ચરણ,
આકાશમાં શીશ સહુ દેવ પુજે;
અમર અક ઈંદ્રને મુની રવિચંદ્રને,
શેષને લેશ કૃતિ શાથી સુઝે.
તો શુ પછી કહી શકે જોગી જતી જોશીયો,
કોણ કવિને પરમ હંસ કેવા. ગીરીવર.
ત્રીગુણાતીત ત્રીનયન ત્રીશુળ ધર,
ત્રીપુરારી ત્રીગુણી તત્વજ્ઞાતા;
ઉક્તિ જુક્તિ અને ભક્તિ મુક્તિ,
સકળ શક્તિ અવ્યક્ત પદ તુજ દાતા;
અવ્યક્ત અવ્યક્ત અવિકારી અવિનાશ તું,

ગણું અમિત તેજ અંબાર એવા. ગીરીવર.
શીવ એ શબ્દ સુણતાં મરણ સમયમાં,
જીવને દીવ્યપદ શીવ દેશે,
તે મહાદેવના સ્મરણથી સ્વર્ગ ગતિ,
થાય નહિં એમ મતિમુઢ કહેશે.
વિશ્વપતી તાહરા દ્રોહી રૈરવ પડી,
કષ્ટથી ત્યાં કકળશેજ કેવા. ગીરીવર.
પૃથ્વી પાણી પવન તેજ ને ગગન એ,
પંચ મહાભૂતનો સંચ પાસે;
એથી પડયુ ભૂતપતી નામ અખિલેશનું,
જાણશે અવળું તે નર્ક જાશે,
એ મહા ભુતથી શેષ એ શેષનુ,
ધાર્યુ ઉપવીત ચીત ધારૂ એવા. ગીરીવર.
તુજ બ્રહ્મગુણગાન કરશે અહરનિશ ગણી,
એક છે અખિલનો ઇશ કરતા.
પામશે પરમ પદ ભક્ત વીશેને પછી,
મોક્ષ પદમાં થશે નીત્ય સ્થીરતા;
દે શિજનનુ રૂડુ ચાહ ચીત આદર્યુ;
કામ તુ ઈશ સહુ સીદ્ધ કરજે.
સત્ય જે હોયતે સઘ સમજાવજે,
હોય વળી વ્હેમ તે સર્વે હરજે.
તારી કરૂણા થકી થાય સહુ કાજ,
કરૂણા વીના થાય છે ધુળ ધાણી;
કોટી બ્રહ્માંડના ઇશ સુણ આ સગે,
સર્વ જન હીત આ દીનવાણી,
સર્વના હૃદયમાં આપતું ઉતરી,
શંભુ શન્માર્ગ મતિ આપ જાવા.
શેવકો હૃદયમાં જાય છે પરજળી,
દેખી દીન દેશિના હાલ આવા. — ગીરીવર

### વલણ.

ઉદય થયા અવિનાશ ત્યાં વ્યાપક આત્મારામરે,
અતી નંમન વાણીપતીતના પાવન પુરણ કામરે.

---

## અધ્યાય ૧૯ મો.

### ચોપાઈ.

સ્તુતી સૂણી શીવ કહે પ્રસંન, માગ માગ મૂખથી રાજંન.
કહે મહીપતિ એ માગુ અમો, સ્હાય કરો ઉધમાં તમો.
સર્વે પ્રજા મારી સુખી થાય, પવીત્ર એવો કહો ઉપાય.
ભણે ભુતપતી સુણ ભુપાળ, સત્ય પરાક્રમી બુદ્ધિ વિશાળ.
કરજે ઉધમને ઉપકાર, સત્ય નીતિને સેવી સાર.
રટણ હ્રદયમાં મારૂં રાખ, તો પછી ઉધમનો રસ ચાખ.
તુ છે વિષ્ણુનો અવતાર, પરાક્રમે વધસે જશ સાર.
હરે મૂક્યો હેતે શીર હાથ, નીજ અંતર હરખ્યો નર નાથ.
અંતર ધ્યાન થયા જગધણી, મહીપતી વળીઓ નગરી ભણી.
જઈ સુતો મ્હેલાંમોઝાર, સુખધર થ'તાં થયા સવાર.
તેડયો ધીમંત જે પરધાન, મહીપતીએ આપ્યાં બહુ માન.
કહે પ્રધાન હુકમ કીજીએ, માગો તે આણી દીજીએ.
કહે ભુપ છે એટલું કામ, હણો કુધારા ઘાલી હામ.
પણ અનુક્રમ તે ઉધમ તણો, વિચાર તે બાબતનો ઘણો.
કયહાં કુધારાસુર નીદાન, આરાધે જેને અજ્ઞાન.
સર્વે કુધારાસુરને ભજે, મારૂ ભજન તારણ તે તજે.
પક્ષ આપણો સબળો થાય, નીયમે એવો કહે ઉપાય.
એશી પ્રધાન પોતેને રાય, મનન કરે અતિશય મનમાંય.
કહે પ્રધાન કહુ તે કરો, વીત્ત અને મહેનત વાવરો.
કારણ એ સીદ્ધ કરવા કાજ, કાર્ય ઘણાં કરવાં મહારાજ.
પ્રથમ આદરો એવી પેર, જાણે સહુજન મન ખુશીભેર.

પછીથી સંપ સુઝે સર્વને, મુકે મૂર્ખપણુ જુઠ ગર્વને.
સત્ય સરવને સુઝે સત્ય, મટે વ્યર્થ મંમત દુરમત્ય.
સ્થાપો ગામેગામ નિશાળ, બુદ્ધિવાન ભણી નીપજે બાળ.
ઉઘાડો ઉધમની ખાણ, જાય પાપી આળસના પ્રાણ.
ઉતાવળ કરતાં નહી આમ, થાય સુધારો શેવકરામ.

વલણ.

નીયમ વીના સરશે નહીં કરતાં કાર્ય અંનત રે;
નીયમે નભમાં ગ્રહ જુઓ ચાલવતો ભગવંત.



## અધ્યાય ૨૦ મો.

### દોહરો. ( ઢાળ રાગમાં ગવાશે. )

વીધવિધ પેર વિચારીને કરીએ સઘળુ કામ,
વગર વિચારયે જે કરે કામનું થાય ન કામ.
*ઉતરવાનો આપણે સજીએ સઘળો સાજ,
જો કદી ચઢીયે ઝાડ પર વીર ન થઈએ વાજ.
તૃષા થકી તપીને તરત ઉંડા કુવામાં આપ,
પડી તજાવે પ્રાણને તો પછી તેનાં પાપ.
પ્હેલેથી પ્રધાન કહે કરો કહું એક કામ,
નીશાળો અતી નિધિ સ્થાપો ઠામો ઠામ.
તે શાળામાં સર્વના બેસે ભણુવા બાળ,
ચૌદ વર્ષ સુધી ચતુર તે શીખે રહી નીશાળ.
ઉંચા બ્રાહ્મણ વર્ણના વધુ જાણી વિધાય,
ભેદ ગ્રહણ કરી ભણી ગણી વીદૂજ શીક્ષક થાય.
નહોય એવા નવિનનીત ગુથે અગણિત ગ્રંથ,
શીખ દે વળી જન સર્વને પડે ન પાપી પંથ.
પછી કારીગર સર્વની ઘણી નીશાળો અન્ય,
તે સૌ ત્યાં શીખે કળા પસંદ પડતી મંન.

તર્ક સહીત શીખે કળા પાસ થાય પતીપાસ,
પગાર લઇ કરી આપશે કામ ખાનગી ખાસ.
કારીગરી કરાવીએ ખાનગી દઇને બાન,
પછીથી પઇશા ઉપજે મળે અલૌકીક માન.
ખોટ નથી મ્હેનત ખરી સ્હેજ સુધારો થાય,
મફ્ત મળે નહી કોઇને ખાવાનુ શું ખાય.
વણીક વેપાર ભણી અન્ય દૂકાને આપ,
હૈ હુશીઆરી વીદેશમાં કાઢે તેનો બાપ.
માલ આપણા મુલકનો અન્ય મુલક લઇ જાય,
અન્ય મુલકનો આપણા દેશે ઝાહેર થાય.
અહીં નહી મળતી વસ્તુ જે અન્ય મુલકમાં હોય,
તે કરશે ઉત્તેજને અહીં કરીગર કોય.
મોઘુ મુલ પણ ખર્ચીને એજ વાપરે સર્વ,
એમ કીધે વસ્તુ વધે પછી થૈ રહે પર્વ.
વગર ભણેલી વર્ણ તો કરે મજુરી કામ,
મંત્રી કહે છે માહરી અકલ ઉડે છે આમ.
ક્રોધીજનને કીજીએ ફોજ તણો સરદાર,
ન્યાયાધીશ તો નમ્રને નીતિ તણો ભંડાર.
એજ પ્રમાણે સર્વના ગુણનો છે ઉપયોગ,
અનુકુળ પડતુ આપીએ જોઇ કામ તે જોગ.
દેશ નીરખતાં નવ દીસે નવરો નર કે નાર,
એવી અકલ ઉઠાવતાં સ્હેજે દેશ સુધાર.
હરો તિમિર અજ્ઞાનનું કરીને જ્ઞાન પ્રકાશ,
[1]કર ઝાપટ ઝાપટી કરો સુસ્તી [2]મક્ષીકા નાશ.
સુસ્ત પુરૂષની આંખમાં તરસ ભુખનુ તેલ,
ધાલ્યાથી નહી ઉંઘશે ખરો બતાવું ખેલ.
કુધારકા સુર દૈત્યના ઉપાસકોથી એમ,

૧ હાથ અથવા વેરા. ૨ માખ.

નાતો જુદી પાડવી શુદ્ધ નામથી તેમ.
પહેલો હક દરબારમાં જરૂર તેમનો થાય,
રાજકાજ સહુમાં પછી સર્વે સુધરતા જાય.
સંક્ષેપે આ સર્વ મેં કહ્યું પાંસરે પંથ,
વર્ણવતાં વર્ણન સહુ ઘણો વધે છે ગ્રંથ.
પછી કરી તે કાયદા ચલાવીયા સર્વત્ર,
રાજ્ય ફરવા નીસર્યા હીંદપતી શીરછત્ર.

**વલણ.**

નીજ બંધુ પ્રધાન પોતે ચાલ્યા તીરથ કરવા રાયરે રે;
માત પીતા ગુરૂ દેવની માગીને આજ્ઞાય રે.



## અધ્યાય ૨૧ મો.

### રાગ મલ્હાર.

નિજ બંધુ સુધારકસિંહે લીધો જેનું નામ સુબોધજી,
વળી ધીમંત નામે પ્રધાન લીધો સત્યની કરવા શોધજી.
જેમ ધ્યાન જ્ઞાન વૈરાગ્ય એ ત્રણ મોક્ષ લેવા ધાયજી,
એમ શોભતા ત્રણ કોમળ બળ પરમારથી ચાલ્યા જાયજી.
માર્ગીક દુખ સંસારનાં નવ નડે મુસાફરી માંયજી,
ઘર મેલ્યું દુખ વીસર્યું સહુ કહેવત એમ એવી કહેવાયજી.
નીર્ગ્રંથ ચીત્તે તણે તપસ્વી મહાન વનપંથે પળાયજી,
ક્રુર કુધારકાસુર તણાં મુળ કાઢવા સારૂ નીકળીયાજી.
વન ઉપવન ગીરી ઘાટ નદી નદ વનસ્પતી બહુ પેરજી,
પેખતા જાય છે પરમેશ્વર કૃત અદભુત લીલાલ્હેરજી.
મંદ સુગંધી મ્હાલતી મન રંજન મદન મંત્તગજી,
સીતળતા સુ ગુણી સમીરની અડતાં આપે અનંગજી.
વિવિધ જાતીના વૃક્ષો લલીત લતા સહીત બટ કેલજી,
કુદરતી પુષ્પો ખીલી રહ્યાં કંઈ સુંદર બાગ બનેલજી.

કંઇ વગડો કંઈ ગામડાં દીસે કોશીઓ હાંકે કોસજી,
ઘાટી ઘટા અનલીલા ઉગી રહ્યાં પત્રાગે ચળકે સોસજી.
ફળ ફુલને જળ બીંદુ સહીત નક્ષ વૃક્ષ લીલા મંડપ વનેજી,
ત્રણે આ તરપીઓને નમતાં શુ પરમારથી ધન તમનેજી.
આંબા આંબલી જામફળીની લળી રહી કુમળી લુમજી,
લલીત લતા લીમની લટકેલી ગુણમાં થઇ એ ગુમજી.
વાયુ પ્રહારે વૃક્ષો જાણે વારણ ગતીથી જાયજી,
શોભામાં શુધહીન લીન થઇને જોતાં એમ જણાયજી.
ઝર્યાગડી ચંદન ચંપક ને મેદી મોગરો મંદજી,
ગલગોટા ગુલઆસ ગુલાબ સુ વૃક્ષ વેલના વૃંદજી.
જાઈ જુઇને કેળ કેવડો બોલી પરીમળ બળ પુરજી,
તે પર પવન ગમન કરી આવે સુગંધી કેરો સુરજી.
અંગે અડતાં અનંગ ઉપજે મગજ શીતળ નર થાયજી,
હીંડવાનો શ્રમ લેશ ન લાગે વાયુ ઉંચકી જાય જી.
ખાખર ખેર ખજુરી ખારેક તજ ટેંબરવો ને તાડજી,
કુસુમ તેજાના ને ફળનાં દ્રુમ દેખી છળકે દાઢજી.
સુંદી ગુંદી ગુગળ ને ગુંદરના ઝાડો ગણીયેજી,
વિચારમાં વિસ્મૃતી થઇ જાતાં અમોલ સરખા બણીયેજી.
નાળીએરી સોપારી દાડમ સફળ દીસે સુંદીરજી,
કૈં દીસે દ્રાક્ષતણું શુભ મંડપ વર્ણન શું કરૂં વીરજી.
કે ક્યારડે છે કુળી કળકળતી જળમાં શાળ ઝોકાયજી,
કે ઇક્ષુનાં ક્ષેત્ર દેખતા રસ્તે ત્રણ ચાલ્યા જાયજી.
એ શોભા ઉપર ઘનની ઘટા દીસે ગગન સ્થીર ગંભીરજી,
ઝીરબગ હંસો ઉડે હવામાં શોભા તે સહુ શીરજી.
કોયલ ઝીણા શબ્દ કરે ને મધુરા બોલે મોરજી,
ધીમે ધીમે ઘન ગાજે છે ગંભીર તેનો ઘોરજી.
આ બધી શોભા જોતાં સ્હેજે ઉઠે કલ્પના એવીજી,
અદર્શ જાણે ઇંદ્ર સભા છે ત્યાં શોભા શી કહેવીજી.
કોયલ શબ્દ કરે તે જાણે રંભા ગાયન કરતીજી,

વન ગાજે તે મૃદંગ વાજે સ્વર્ગ ખરૂ નહીં ધરતીજી.
વાડયે વેલ્યે વૃક્ષે જોતાં પુષ્પે પુષ્પ જણાયજી,
એથી જાણે ઈંદ્ર સભા મધ્ય અોછવ અતીશે થાયજી.
ગાન તાન ને નાદ સાદથી તે ખુશી થઈને ત્યાંહીજી,
ફુલ માંહોમાંહી ફેંકે તે આવી પડે છે આંહીજી.

### વલણ.

અદ્ભુત લીલા ઇશની જોતા જોતા જાયરે,
પછી દુરથી દીઠા અશ્રમમાં જયાં ફરતા બહુ રૂષીરાયરે.



## અધ્યાય ૨૨ મો.

### રાગ મારૂ.

દીઠા મુનિયોના આશ્રમ રમ્ય, લીલી સુઘડ ભુમી અનુપમ્ય;
ભણે વિદ્યાર્થી ગીર્વાણ ભાષા, ગુંથે ગ્રંથ રહીત અભિલાષા;
કોઈ ઔષધિના અનુભવી, કોઇ પીંગળશાસ્ત્રનાક વિ;
કોઇ વેદના કરતા ઘોષ, સ્વર સહિત વાણી વીણદોષ;
કોઇ કરતા નીર્મળ જળસ્નાન, કોઈ કરતા ત્યાં જપ અનુષ્ટાન;
શોભે મૃદુ હસ્તી ગૌરવરણે, રૂષી પત્નીયો શીયળ આભરણે;
ધર્મ શ્રદ્ધાળુ દ્રઢવ્રત ધારી, શાંત સંતોષી મહા સુખાકારી;
તપસ્વીનીયો તેજસ્વી અંગે, કરે પતી સેવા અધીક ઉમંગે;
મોટા સર્વ મુનીમાં મનાય, આત્મવેત્તા નામે રૂષી ત્યાંય;
સત્ય શોધી અચળ અભિપ્રાયી, પરમારથી નૈષ્ટીક ન્યાયી;
જેને ક્રોધ નહીં કોઈ કાળે, શાંત જેવો સમુદ્ર શિયાળે;
મોટો આશ્રમ રમણિક રચના, કરે વર્ણન શું એક રસના;
ત્યાં આવ્યા ત્રણે રાજવંશી, દીઠા રૂષી અલૌકીક અંશી;
ધાઈ સામા મળી હાથ સાહી, આણ્યા આદરે અશ્રમ માંહી;
બેસાડ્યા શુભ આસન આપી, પ્રીત પરસ્પરે બહુ વ્યાપી;

આત્માવેદીને ત્યાં સતસંગા, નામે શાંત સુખદ અરધાંગા;
આવ્યાં ઘરમાંથી તે મૃદુ ગાત્ર, મૂક્યું જળ ભરી પાત્ર;
પામ્યા આતીથ્ય સુખ તણે એવું, મળે સ્વર્ગ વિશે નહી જેવું;
પડી ખબર પરસ્પર જેમ, બીજા મુનિવર આવ્યા તેમ;
સતસંગાથી કરવાથી કરવાવીવેક, રૂષિ પત્નીઓ આવી અનેક;
બેઠું મંડળ સર્વ ભરાઇ, જ્ઞાન ચરચા કરે માહો માંહી;
આ કોણ છે નૃપ ગુણ ગરવા, આવ્યા આશ્રમ પાવન કરવા;
આત્મવેદીને પુછ્યુ સૌએ એમ, ત્યારે મૂનીવર બોલ્યા સપ્રેમ;
આ છે પરમાર્થ સેનના બાળ, ક્રુર કુંવારા સુરના કાળ;
જેષ્ટ આ સુધારકસીંહ નામ, વિષ્ણુઅંશી પરમ સુખ ધામ;
જેનું ધરીએ નીરંતર ધ્યાન, તે છે સાધાત શ્રી ભગવાન;
પધારતાં ધ્યાંને કરી પરખ્યા, નયને નયન મેળાવી નીરખ્યા;
શાંતી ઉદરે પ્રગટ થયા પોતે, ઉગ્ર કીર્ણ છે બ્રહ્મની જ્યોતે,
પીતા પરમાર્થ સીંહ પવીત્ર, પામ્યાં વરદાન ઈશનુ ગીત્ર.
અંશે અવતર્યા તે ધર બ્રહ્મ, જેનો મુનીવર જાણે ન મર્મ;
પૂર્ણ ભાગ્યજ આપણાં આજ, મળીયા સ્હેજે શ્રી મહારાજ;
ઇશે દીધી દેવોને આજ્ઞાય, ધરો જન્મ જઇ પૃથ્વી ગાંય;
પરમારથ સીંહના તપ કેરૂ, ફળ વીશ્વમાં વ્યાપે ઘણેરૂ;
માટે ત્યાં પ્રગટો સુર સર્વ, કરો કાર્ય થઇ હીણગર્વ;
એમ ઇશ્વરે આજ્ઞા દીધી, દેવોએ સૃષ્ટીમાં દેહ લીધી;
વીષ્ણુ થયા સુધારકસેન, પરાક્રમી સામુદ્રીક ચેન;
શાંતી ઉદરે ઉદય થયા સાર, હણવા અસુરોને હરવા ભુભાર;
સુબોધસીંહ આ સાથે જેહ, પોતે કાર્તિક સ્વામીની દેહ;
મહાજ્ઞાની દયા દેકુમાર, હણશે અજ્ઞાનનો અંધકાર;
ધૃતી અંગે ધીરજસીંહ નામે, થયા ચંદ્ર ઊદય શુભ કામે;
વળી પ્રગટયા સુમતી શરીરે, સૂર્ય અંશી મહાબળ ધીર;
સુતર્ક સીંહ નામે સદાય, કરે સંત પુરૂષને સ્હાય;
ક્ષમા અંગે ઉદય થયા એમ, માનસીંહ કરે સુખ ક્ષેમ;
આનંદી વિનાયકનો અંશ, કરશે દુષ્ટ અસુરનો વીધ્વંશ;

સુકીર્તી સુતકેરા આકારે, પંચ શર થયા પ્રગટ તે વારે;
જેનુ નામ જોધ્ધો જસવંત, આણે દુર્જન દૈતનો અંત;
ઉપરતીયે ઉદય થયા ફરી, રૂદ્ર અંશ કૃતઘ્ન કેશરી;
આ બે મોટા પુત્ર ને પ્રધાન, કરે પ્રવાસ હણવા અજ્ઞાન;
આવ્યો ચાતુર માસ છે હાલ, માટે રોકવા રૂપ રસાલ;
નીત્ય નીત્ય ભરીશું સભાય, થાશે ઉત્તમ જ્ઞાની કથાય;
સરવે નીર્મીત વખતે નીત્યે, પધારજો કૃપાકરી પ્રીતે;
ત્યારે બોલ્યા સુધારકસેન, મંદ હસ્તા મૃદુ હીત વેણ;
છે પ્રીતી તમારા મનમાંહી, ચાતુર્માસ કરીશું આંહી:
ભલે કરજો હમેશાં સભાય, જેમાં વિવિધ ચરચા થાય;
સભાથી હશે ફાયદા કેવા, કહો સર્વે સંક્ષેપે તેવા;
આત્મવેદી કહું છે આપ, જાણોછો સહુ મહિમા અમાપ;
પુછો છો લોક અરથે નરેશ, માન વીપ્રોનું વધવા વીશેશ.
તો હું કહી સંભળાવું સમસ્ત, એમ બોલ્યા ઉંચો કરી હસ્ત;

વલણ.

હસ્ત કરી ઉંચો કહે સભા સકળ ગુણ ખાણુરે,
સંશય ગજ છેદન કેસરી વ્હેમ તિમિર રિપુ ભાણુ રે.



## અધ્યાય ૨૩ મો.

### ભુજંગી છંદ.

ભલાભાઇ બંધો થઇ સર્વ ભેળા,
બિરાજે સભામાં વીચારે ઠરેલા.
કરે જ્ઞાનની ગોષ્ઠીઓને ચહાતા,
સભા એ પ્રભા પૂણ્યની સુખ દાતા.
કરે ધર્મ ચર્ચા કદાપી વિશાળ,
કદાપી કરે જ્ઞાન કીર્ત્તિ રસાળ.
વિચારો સ્વદેશોપકારે લખાતા; સભા.

કદી દે સુધારા તણી શુભ શીક્ષા,
કદી શુદ્ધ વેદાંતની એમ દીક્ષા;
રચે શબ્દ સોહામણાને સુહાતા. સભા.
કદી તર્કને ન્યાય શાસ્ત્રો ઉચારે,
કદી દેશી કારીગરીને વિચારે;
કદી બોધ દે સંપને શાંતિ દાતા. સભા.
જુઓ ધર્મને અર્થને મોક્ષ જે છે,
તથા કામ એ સો સભામાં રહેછે;
બને જેથી રત્નો રૂડા જ્ઞાન જ્ઞાતા. સભા.
સભાથી ન ભાવિ શકાયે સુ ધર્મે,
સભાથી ન ફાવી શકાયે કુકર્મે;
સભાથી ટળે તાપ દે સુખ શાતા. સભા.
વળી જાય આનંદમાં કાળ એવો,
મળે મુલ્ય રત્નો મણીથી ન જેવો,
વિધી વીષ્ણુ શંભુ રહે જ્યાં વિધાતા. સભા.
નવો નીત્ય આ વીશ્વનો રંગ જોશો,
કમાશો સભા મૂખથી જ્ઞાન કોશો;
જશે સર્વ ઉચ્ચાટ પાપો અશાતા. સભા.
સભાથી ઘણું જાણ્યુ ને જાણવાનું,
થયુને હજી છે સભાથી થવાનું;
સભામાં સદા વાસ દેવો ચહાતા. સભા.
સુશીક્ષા તણું નીર જ્યાં પાપ હારી,
કર્યું સ્થીર વક્તા તટોયે વિચારી,
સભા ગંગમાં સ્નાનથી શુદ્ધ થાતા. સભા.
સભા સાગરે રત્ન ચૌદે થયાં છે,
સભા તિર્થથી પાપ સર્વે ગયાં છે,
સભા સૈન્યથી જુલમી રાય જાતા. સભા
સભામાં વશીને ભલા ભેદ જાણો,
સુધારો સજોને ભજો વિશ્વરાણો,

કહે શેવકો લાવલ્યો શ્રેષ્ટ ભ્રાતા,
સભા એ પ્રભા પુણ્યની સુખદાતા.

**વલણ.**

સભા અંગ સર્વેશનુ સદ્‌ગુણ જ્ઞાન સમુદ્રરે,
કલ્પ વૃક્ષ છે કુશળતાની ક્ષય કારક મતી ક્ષુદ્રરેરે.



## અધ્યાય ૨૪ મો,

**ઢાળ.**

હવે આશ્રમમાં રહ્યા ચાતુર માસે, ત્રણ રાજવંશીઓ તેહ;
નીત નીત ચર્ચા નવીન કરે ફરે વીસ્તીર્ણ વનમાં એહ.
એક દીવસ આત્મવેદી સાથે ફરતા સુધારકસેન,
વન ઉપવન [illegible] પશુઓ નીરખતા નેન.
[illegible]
કરતાના [illegible] વિશ્વના વિધવીધ રંગ.
શાંતી કુમાર કહે સદગુરૂ વર્ણન કરો વીસ્તારે,
દેશ વીશે દુષ્પથાસુર કરતો અનરથ અપરમપારે.
તેના મીત્ર તથા બળસૈન્ય પરાક્રમ ધામ પ્રવાસ એંધાણ,
સર્વ સાંભળવા ઇચ્છુછું આપથી સંભળાવો ભગવાન.
મુની કહે મહારાજ સકળ તમે જાણો છો જગદીશ,
પણ મુજને કરો પ્રશ્ન તો કહુછુ સંક્ષેપે અવનીશ.
અંધાધુંધ પ્રદેશ વીશે એક આળસ નગર મહાન,
કુધારકાસુર રાજ્ય કરે જેનું મહીતળમાં બહુ માન.
મીથ્યાભીમાન પીતા છે તેનો માત અવિદ્યા નામ,
પુનર્લગ્નારી બાળ લગ્નાસુર આદે પુત્ર તમામ.
જ્ઞાતી નામે રાક્ષણી કુળ દેવી તેમની ત્યાંય,
તે પુર પ્રદેશનુ રક્ષણ કરતી ફરતી સકળ જગમાંય.
ધ્યાન કરી નીરખુછું તો દીસે સઘળે પ્રસર્યા દૈત,

આણુ મનાવે અવનની ઉપર સગા કુટુંબી સહીત.
ઉત્તમ કુળનો આહાર કરતા હોમતા લીપ્રનું માંસ,
જ્ઞાની દેવીનુ અનુષ્ટાન કરતા તમ પરરાખતા ડંસ.
તમ પીતાયે એ શું વેર કરયું તે વિચારીને મનમાંય,
તજવીજ કરતા હુ દેખુછું ધ્યાનમાં અનર્થ કરવા કાંય.
સૈન્ય ભેળુ કરી ભક્તો તણું કરે દુર્બોધ કેરો ધામ,
મંદગતીએ મીત્ર સહીત હરે ભક્તના નગર વિરામ.
અવધી થયે તમ હાથથી મરશે જાગશે મોટો જંગ,
ભ્રાત તમારાને ભક્ત સકળ મળી રાખશે રણુ રંગ.
એમ ભવિષ્ય વરતીને વાત કરતા સુની ત્રીકાળ વિજ્ઞાન,
સર્વ સુણી નીજ મનમાં કરે છે ગોડજણી ભગવાન.
હવે શત્રુતણું બળ ઝાઝુ વધ્યું માટે તર્ત કરવો ઉપાય,
પ્રૌઢ ઉંડા મુળ પ્રસરશે તો નડશે બહુ મહાકાય.

**વલણ.**

નડશે બહુ મહાકાય પાપી વીચારે અવનીશરે,
દીઠી એવામાં તેમણે ગુફા ઉંડી તે દીશરે.



## અધ્યાય ૨૫ મો.

### રાગ મારૂ.

ક્રુસ ઘોર વને ધરી ધીર, ગયા ગુફા દીઠી ગંભીર;
ઘોર ઘટા ઝાડોની ઘણી, બહુજ વેળા બાંધેલી ભણી;
ઉંડા નીર્મળ દીસે કુંડ, ઝુકી રહ્યાં ઝાડોનાં ઝુંડ;
પેશી ગુફા માંહે ગુણગંજ; રમ્ય ભુમીથી થયા મનરંજ;
કેળ મોગરો ને કેતકી, જાઈ જુઇ લતાઓ લટકી;
ફુલ્યાં વિધવિધ જાતીનાં ફુલ, મહા મોંઘુ છે જેનું મુલ;
છાયા ગુલાબના બહુ છોડ જુથ મળ્યાં છે જોડાંજોડ;
ગુણી ભ્રમર ત્યાં કરતાં ગુંજ, પડે અકેક પર થઇ પુંજ;

સ્વર્ગ થકી શુભ શોભા સર્વ, ગીરીપતીનો ઉતાર્યો ગર્વ;
ઘેર ગુફા ઊંડી ઘર ઘાટે, તેમાં વળીયા તે શીધી વાટે;
પેઠા ચારે તે ગુફાના દરમાં, જેમ રવી શીશી મેઘ મંડળમાં;
ગયા આઘા અંધારૂ ઓળંગી, દીઠો રવી તપતો શ્વેત રંગી;
તેમાં વીજળી જેવો ચળકાટ, એવો ગાંભીર્ય દીઠો ઘાટ;
પાછા ભાગ્યા તે દેખી આભાસ, કોઇ બોલ્યુ અરે નહી નાશ;
ત્યારે હૈયામાં આણી હામ, ધરી ધીર ઉભા રહ્યા આમ;
જ્યારે જોયુ નીહાળી જાણુ, બહુ તેજસ્વી શીવનું બાણુ;
તેની પાસે ઉભો જન એક, ચળકે કર ખડગ વશેક;
ભાવે પુછ્યુ તુ કોણ છે ભાઇ, આવા વનમાં આવ્યો કેમ આંહી;
બોલ્યોકે હુ છું વણીકનો બાળ, મને અતી કષ્ટે ચડીયો કાળ;
તેથી આવ્યો ત્રીપુરારી પાસ, પ્રાણ અર્પણ કરવાની આસ;
તમે જાવો તમારી વાટે, મન બાળશો નહી મુજ માટે;
ત્યારે બોલ્યો સુધારકસેન, ધીમે સાદે મધુરાં વેણ;
દેહ ત્યાગ કરેછે શા દુખે મને, વૃતાંત કહે તે સુખે;
જે કોઇ નીજ તણું દુઃખ ન જણાવે, એના કષ્ટનો અંત નઆવે;
દર્દ દીલનુ જો બ્હાર પાડો, તેનો વૈદ મળે કોઇ દહાડો;
માટે વણિક વીવેકી વીર, કહે દીલ તણું દુઃખ ધરી ધીર;
હુ છું રાજ પુત્ર સુણ ભ્રાત, તારૂ દુઃખ હરશે જગતાત;

વલણ.

કહે વાણીક હુ રહુ આહી શીવપુર નામે ગામ,
દુઃખ ધરશાનો દીકરો નારણશા મુજનામ,



## અધ્યાય. ૨૬ મો.

**ગરબી. (ઓધવજી સંદેશો કહેજો શામને એ રાગ.)**

અરરર [૧]અવધી અંવધીરે આ દુઃખથી,

---

૧ હદ.

નથી બીજુ એવુ નક્કી મે કર્યું જગ જાણજોરે,
વરસ પાંચની વયમાં મુજ વિવાહ કર્યો,
નવ વરસની કન્યા હતી નીરવાણ જો. અ૨૨૨.
મારા ઘરમાં મસ્તો કરતાં માટલાં,
ગરથવિના ઘરનાં ગાતાં ગોપાળજો,
પણ કુળવાન ગણી મુજને પરણાવીયો,
ઝડપ ઝાલીને ઝીક્યો અગ્ની ઝાળજો. અ૨૨૨૦
કરજે ખરચ કરી વરઘોડો કાઢીયો,
નાત વરા કરી મેળવ્યું માન અમાપજો,
બે ત્રણ વરસ થયાં પરણ્યાને બાઇડી,
મુઆં મહારોગે મારાં માબાપજો. અ૨૨૨૦
નિર્દય થઈ ભવદરિયે નાંખી નાશીયાં,
દયા ન ઉપજી મુજ દુખતણે અદાપજો,
ઉજડ વનમાં મુક્યો મુજને એકલો,
વરત કુવામાં મેલી કરીઓ કાપજો. અ૨૨૨૦
પરમેશ્વરે પથ્થર ઉપર પાસટયો,
પડ્યા ઉપર પાટુ માર્યો પચીસજો.
બળતા ભડકામાં પુળો સળગાવીયો,
દુખદરીયાની એક ન દીસે દીશજો. અ૨૨૨૦
બળતામાં વળી બૈરી આવી બાળવા,
કહી કમાવા કાજ કરે કકળાટજો,
પીટયા તુજને પરણી શું સુખ પામી હું,
ચાલે ક્યમ કરી અન્નતણા ઉચાટજો, અ૨૨૨૦
ભણ્યા વગરની ભાળો ભુંડી ભારજા,
આપે નહીં આધાર કરે કંકાસજો,
હોય ભણેલી તો હીંમત આપે બહુ,
ઉધમથી સારા અવસરની આશજો. અ૨૨૨૦
લેણદાર આવીને બેસે લાંઘવા,
ગધેડીના કહી ગાળો ભુંડી ગાય જો,

અરે; બાપ આવું દુખ શી રીતે ખમુ,
ભુંડી રાંડે ભવ આખો ભંડાયજો. અ૨૨૨૦
પાપી રાંડ પછી પીયરમાં જતી રહી,
ટળી એટલે એક દીશાની ફાંસજો.
કલેશ અને કંકાસ ટળ્યો ઘરમાં થકી,
ઉપજી એટલે ઉરમાં ઉધમ હોંશજો. અ૨૨૨૦
પણ ઉધમ થોડા દીન સુધી આદર્યો,
એ બાળક લઇ વળતી આવી રાંડજો,
બાળક ને વૈરી બેઉને ખવરાવું શું?
ભુંડી ભારજા બોલે ભુંડુ ભાંડજો. અ૨૨૨૦
એવામાં વળી બે બાળક બીજાં થયાં,
બધાં બિચારાં અન્ન વિના અકળાય જો,
ભગી ભુંજરવેડ થઇ બાધો મને,
ભુંડી રાંડે બમણો વરો ભણાય જો. અ૨૨૨૦
ઉડી ફજેતી લાજ ગઇ સહુ લોકમાં,
લોકે ચુંટી ખાધો બોલી બોલજો,
કહેવાયો ગઇ આંખ હરામી કાણીગો,
તેમજ લોકે મારો કરીયો તોલજો. અ૨૨૨૦
નિકળું ફરવા જ્યાં ત્યાં મુજ નિંદા દીસે,
કર્મહીણ કહી લોક કરે ધીઃકારજો,
પીયરથી વૈરી આવી બાળક લઇ,
કહિ જન હાંસી કરતા ઠારોઠાર જો. અ૨૨૨૦
પાપ પુરવ જન્મે મેં શાં કીધાં હશે,
પુણ્યતણી શું પાડી નાખી ૧પાગજો,
ધર્મ ધજાઓ ઢાળી પાડી ધુળમાં,
ગરીબને દીલ દીધા અગની ડાઘજો. અ૨૨૨૦
મહાનિપુણ ગુરૂની શું મેં નિંધા કરી,

---

૧ પાળ (પુણ્યના કામનો અટકાવ કરવો)

ગાય ગરીબને ગળે કર્યાં કાં કાપજો,
રમતાં બાળકબાળકીની હત્યા કરી,
તે સૌના શું લાગ્યા મુજને આપજો. અ૨૨૨૦
ગંભીર સુલલીત ફુળાં વન સળગાવીયાં,
ધર્મી વંશની વધતી વાઢી વેલજો,
રત્નસમાં ફળ નિપજે જેના અંગથી,
કામનીરૂપ શું કાપી નાખી કેળજો. અ૨૨૨૦
હાય હાય,રે હાય, હવે શું હું કરૂં,
મરૂ કમોતે તોપણુ મોહી હાણુજો,
[1]આરો એકે આવે નહીં આ દુઃખનો,
"મુઆ વિના" મેં મનમાં કર્યું પરમાણુજો. અ૨૨૨૦
ભણ્યો હોત જો નાનપણામાં ભાઇ હું.
આવત આ વખતે ખપ મારે આજજો,
કરત કમાવા કોઇ પ્રકારતણી કળા,
લાખેણો લઈ લ્હાવ કરત ઘર કાજજો. અ૨૨૨૦
નાનપણામાં ભણ્યો નહિં નિરભાગી હું,
અરે રહ્યો નહીં એક હવે આધારજો,
ઓ ઈશ્વર આ દુઃખથી કર અળગો મને,
કરગરી કરગરી કહું તુજને કરતારજો. અ૨૨૨૦
મહા કઠીણનું કોરી નાંખે કાળજુ,
પળમાં પથ્થર સરખો પલળી જાયજો,
દૈત્ય સરીખા સુણી દીલમાં આણે દયા,
વાત અરે, આ દુખની કયાં કહેવાયજો. અ૨૨૨૦
પ્રલય થાય પૃથ્વી ફાટે બ્રહ્માંડ સૌ,
ત્રણે લોક સંહારક પામે ત્રાસજો,
ડોલે ડુંગર ને દીગપાળ ડગે દશે,
જણાય ઝાંખો જગમણીતણો ઉજાશજો. અ૨૨૨૦

---

૧ છેડો. કીનારે.

રૂદન આ જગરાય દુઃખીતું દીસે ઘરો,
મોઢે માગ્યું આપો મુજને મોતજો,
મોત મળ્યુ કાઢીને કાષ્ટ ચડાવીયાં,
હું તે વખતે મરવા હીંમતી હોત જો. અરરર.
અણ ખપનું આવે જોઇએ ત્યાં જતુ નથી,
અરે અરેરે, દૈવ ગતી વીપરીત જો,
જગકરતા કીડીપર કુહાડો કરી,
ઘણો કર્યો ઘા એ તુજને અઘટીતજો અરરર૦
સાંભળ અરજી સ્વામી શેવકરામના,
સૃષ્ટાસજ સુધારો તુ સર્વત્રજો,
સ્વદેશી બાંધવ થાય સુખી તે કારણે,
માન્યતું કર આનમ્ર વિનંતી પત્ર જો. અરરર૦

### વલણ.

દુઃખમાં હરી સંભારતો કરતો મન કલ્પાતરે,
કરજ કીચે હુ કળી ગયો સ્વપ્ને નહી નીરાંતરે.



## અધ્યાય ૨૭ મો.

### ઢાળ.

એમ કરજ કીચે કળી ગયો ભુખ ભારે ભરાણી ભવને
સ્યામ તણો સંતાપ અસહને ગાળો સુણાય ન શ્રવણે.
સાત બાળક થયાં સામટાં સીતકાળે ન વસ્ત્ર શરીર,
રાખ વિષે પડી રાત રહે વઢે ભુખ્યા પરસ્પર વીર.
ગાનની કહે મુઆ કાંઇ કમાય ન કેમ નભે ઘરમાંય,
શણગાર મારે શરીરે મળે નહી કુરૂપદીસે કાય.
પલ્લુ મુકી આવી પીતા તણે ઘેર જાણી આવા તારા ઢંગ,
હવે ચોરી કરી ધનલાવ નહી તો ભાગીશ તારા અંગ.
સ્વામી તણુ સંકટ ન વીચારે ધારે નહી કુળલાજ,

અલ્પ સુખ અરથે ઉવેખે મોંઘો પતી ઘરસાજ.
એક ટકાનો અન્ય તણો ને અમુલખ આપનો પ્રાણ,
પોતે કહે તેજ ખરૂ વિચારે વ્યર્થ બીજાની વાણ.
કુલટા નારીનાં લક્ષણ એ છે વણીક કહે સુણોરાય,
પોતાની હઠ મૂકે નહી કદી સમજાવે બ્રહ્માય.
નારીના આગ્રહથી મે વળતી ચોરવું ઠીક વિચારી,
ધનપાળ શેઠની દુકાને કરી મધરાતે ફાડી બારી.
જઇ તેમાં બહું સોનુ રૂપુનાણું ઘરેણાના ઘાટ,
લેઇ આવ્યો કામની આગળ મુકયુ થૈ રહ્યા રહીત ઉચાર.
પછી માલમ પડતાં થાવા લાગ્યો ચોરીનો પૂર્ણ તપાસ,
ઘરાણુ પેરી ઘરૂણી ફરતી તે પકડાઇ પાળાપાસ.
બીજો પણ બહુ માલ તપાસમાં મલ્યો મુજ ઘરમાંથી,
પકડી ગયા મને ભુપ આગળ માલ પતો મળવાથી.
કામ ચલાવી કેદ કર્યો ત્રણ વર્ષ સુધી ત્યાંય,
ઘરબાર માળ વેંચી હરાજ કીધુ રહેવા ન દીધુ કાંય.
એકદમા રહી અભ્યાસ કીધો ધર્મ શાસ્ત્રનો જેહ,
ધર્મ અધર્મનું ભાન થવા વળી નીરમળ થાવા દેહ.
તેમાં બ્રહ્મ હત્યા ગુરૂ તલ્પગ ચોરીને સુરાપાન,
એ નમટે મહા પાપ ઘણો ભવ એવું બતાવ્યું છે જ્ઞાન.
મુદત પુરી થયે નીકળી ને અહી કેદથી આવ્યો છુ તેમ,
વ્હેવાર લાજ ગયે દુઃખ પડશે સંસારમાં ગણી એમ.
કેટલાક દીન કરી પુજા પ્રભુની પાડીશ આજે તંન,
શીવપુર નામે શહેર છે અહી ત્યહાં જાઓ તમે રાજંન.
આજે નૃપઘર મોટો સ્વયંવર ત્યહાં થશે મહારાજ,
પુત્રી તેની કમળાદે પરણશે ઇચ્છીતવર શુભકાજ,
ભુપ કહે હેવણીક તને નહી મરવાદઉ નીરધાર.
મુજ પાસે તું રહે જે સદાં તારો નભાવીશું સંસાર,
ચાલો હવે સ્વયંવર જોવા તુજ ગામે જઇએ શેઠ.
એમ કહી કર ઝાલી નીકાલ્યો ગુફાને બારણે હેઠ.

પછી ચાલ્યા પાંચે શીવપુર પંથે રસ્તામાં કરતા વાત,
વણીકને કમળાનુ આખ્યાન પુછે શ્રી મુખે સાક્ષાત.

**વલણ.**

સુધારક સીંહ કહે વણીકને કમળાદે કોની બાળરે રે.
માત પીતાના નામ સાથે ચરીત્ર કહો રસાળરે રે:

---*o*---

## અધ્યાય ૨૮ મો.

### રાગ આશાવરી.

વણીક કહે સાંભળો મીત્ર કમળાદેનું વીચીત્ર ચરીત્ર,
અહી પાસે શિવપુર નામે શહેર, લંકપુરીથી અદકી લહેર;
કનક કોટ કરે ઝળકાર, માણુક મણીમય ઝાક ઝમાળ;
ત્રીસગાઉ તેનો વિસ્તાર, બહું સુંદર દરવાજા બાર;
પાસે જળમય વિમળ તળાવ, નગર તણું નુર રૂક્ષક નાવ;
મોટા ધનવાન લોક અનંત, પાળે નીતી ભજે ભગવંત;
વૃદ્ધસિંહ ભૂપતી રાજ કરે, ધર્મ આણુ ધરણીશની ફરે;
વૃદ્ધા કાળે સમિપ મૃત્યુ જાણી, રાય પ્રધાનને કહે વાણી;
મારે પુત્ર નથી આ ટાણે, કાળ મૃત્યુ અચાનક આણે;
માટે દૈવી છે હાથણી દેવી, આપણી આજ લાવો એવી;
શણગારી કલશ આપે એને, જઇ કરે આરો પણ જેને;
તેજ આરાજનો અધીકારી, તમે વર્તજો થઇ સહ કારી;
પછી એ રીતે કીધું પ્રધાને કળશ લૈ હાથનીનીજ જાણયે;
ફરતી પુરમાંને પુર બહાર પૂઠે લોક કરે જેજેકાર,
પુરથી દુર ઝુંપડી એક, તેમાં રહે ક્ષત્રી દુખી છેક;
તેને ઘેર ગનો કરી પુત્ર ગંદુ, શરીર વીટયુ મળ મુત્ર;
કુષ્ટ દરદ જનમથી નડતુ, કીડા કરડે શરીર જાય સડતું;
વિશ વર્ષનો છે આ કુમાર, દુઃખી જીવીત અપરમ પાર;
બચપણુમાં મરી ગઇ માત, ભીખારી એકલો રહ્યા તાત;

વીણ બરદાસે દુઃખ દેવા ઇશે, પહોચાડયો તે દુઃખી વર્ષે વીશે;
તે ઉપર હાથણી એ આવી, ઢોલ્યો કળશ વરમાળ પ્હેરાવી;
પુંઠે ભૃત્ય હતા ભૂપ કેરા, આવ્યા ધાઇ તે ઘરમાં ઘણેરા;
નવરાવી કીધો શુદ્ધ તેને શણગાર્યો સુ વસ્ત્ર ઘરેણે;
ક્ષત્રી સુત ગનો એવું નામ, તેને ત્રુઠયા પુરણ કામ;
કળશ ઢળતાં ગયો કુષ્ટ રોગે, જાય સંસય સંત સંજોગે;
થયા નીર્મળ તેજસ્વી અંગે, બેસાડ્યો હાથી પર ઉમંગે;
લાવ્યા પૂરમાં શ્રૃગાર વિવેકે, કીધો વિપ્રોએ રાજ્યાભિશેકે;
જ્ઞાનસિંહ ધરાવ્યું નામ, કરવા લાગ્યા સકળ તેનું કામ;
પિતા ગના તણો ઘેર આવ્યો, માગી ભીક્ષા ખાવા કંઇ લાવ્યો;
મળ્યો નહીં ઘરમા નીજ તંન, ત્યારે કરવા માંડયુ રૂદન;
"પછી ધાર્યું" રોગી હતો સડતો, લૈ ગયો હશે ઝર્ખ રખડતો;
પૂત મર્ણું ન ક્યમ બળે પેટ, પણ ઉતરી જનમની વેઠ:
એમ ધારી બેસે શાંત જેવે, આવ્યા અનુચર તેડવા તેવે;
ચાલો સુત તમારો થયો રાય, વધ્યુ રૂપને તેજ મહિમાય;
તેડે છે રાજ મંદીર માંહી, અમે ખોળતા આવ્યા આંહી;
ડોસો મશ્કરી કહી માને નહી, રહેબહુ અનુચર વારે તહીં;
ખરી વાત ચાલો અમસંગે, કહી બેસાડયો રથમાં ઉમંગે;
આવ્યો રાજ સભામાં જ્યારે, દીઠો સુત હરખ્યો તે વારે;
વાધ્યો મહીમા ગયું રૂપસુધરી જાણ્યુ મુજને ત્રુઠયા શ્રીહરી;
એ રીતે જ્ઞાનસિંહ ભુપ થયો, તે પીતારાજ મ્હોલે રહ્યો;
વૃદ્ધ સિંહનો થૈ ગયો કાળ, ખર્ચીધન જશલીધો વિશાળ;
જ્ઞાનસિંહ ભુપતિ બળવાન, પાળે પ્રજાને પુત્ર સમાન;
વિમળા વનિતા ગૌર વરણી, જ્ઞાનસિંહ ભુપાળને પરણી;
પાળે કુળ ધર્મ શ્રેષ્ટ આચાર, કરે નિશદિન પર ઉપકાર;
રહે દંપતી શુદ્ધ આચરણે, મન રાખે જગધીશ શરણે;
ભુપતીનું છે રાજવિશાળ ,પડે કોઇ દીવસ નહી કાળ;
પ્રતાપે વશ રહે રીપુમાલ, ગુણ સુણી થાય છે હીણમાલ;
સર્વ પ્રકારે સૌને સુખ ,પણ એકજ વાંતનું દુઃખ;

રાય રાણીને નહી સંતાન, રાજા પ્રજાને દુખ એ સમાન;
મોટા પુરૂશોના કહેવાથી રાયે, ભરી મોટી ત્યાં બ્રહ્મ સભાયે;
કીધો પ્રશ્ન નમસ્કાર કરી, કહો કારણ એ બોજ કરી;
શાથી થાય નહી સંતાન, કહો કારણ તે ભગવાન;
પછી મુનીગોમાં શ્રેષ્ટ મનાતા, મુની સર્વજ્ઞ ત્યાં આવ્યા હતા;
તેમણે કહ્યું ધ્યાન ધરીને, ભુપતી સુણો લક્ષ કરીને;

પુર્વ જન્મ તમે હતા દ્વીજ, જાણતા મંત્ર શાસ્ત્રના બીજ;
તપોનીધી અમોઘ વિદ્યાય, જીતતા મોટી મોટી સભાય;
ગૃહસ્થાશ્રમી થયા રૂષિરાય, પ્રસવી કામલતા કન્ય કાય;
ઘણી મોધી તે એકની એકની એક, મોટી થઇ પામી વિદ્યા વિવેક;
રૂષીએ પુત્રીને કીધી પંડીત, બોલે ગીર્વાણ શુદ્ધ અખંડીત;

**વલણ.**

ગુણવંતી ગીરવાણ બોલે, કન્યા કામ લતાયરે રે;
વય દશ વર્ષ થયાં યદા કહે સૌ કરો વીવાય રે.



## અધ્યાય ૨૯ મો.

### રાગ વેરાડી.

માત પીતા કરે વાત વીવાની એ પુત્રીએ જાણી સમસ્ત,
વીચારે મન આ વયમાં પરણતાં થાશે કલ્યાણનો અસ્ત.
ભણતરથી પરીણામ નીહાળી શોક કરે મન માંય,
ભણતું જશે દુઃખ જાજુ થશે વળી વળગશે વહેલી ચીંતાય.

સખી સંગે કહેવડાવ્યું માતાને આ ન કરો અન્યાય,
બાર વરસ સુધી પરણાવાનો હક નથી તમને કન્યાય.
શિશુ પૌગડ કૌમાર એવી ત્રણ અવસ્થામાં તેહ,
દેવની સ્ત્રી ગણવી કહ્યું વેદમાં બાર વરસ સુધી જેહ.

રૂષી પત્નીથી સાંભળી રૂષી કહે છે ખરૂં શ્રુતી ન્યાય,
પણુ ગ્નાતી રીતીથી વિરૂદ્ધ કરતાં કરશે સહુ નીંદાય.
લગ્ન કર્યા વીણુ ચાલે નહી આ વર્ષમાં કહી એમ,
એક કુળવાન બ્રાહ્મણુ બાળક સાથે પરણુાવી પોષ્યો વ્હેમ.
બાળકનું બળ રૂદન અને ગૌ કન્યાનું નિઃશ્વાસ,
કામલતા પરણી દીલ દુભતે ન ચાલે થઈ ને નીરાશ.
પછી અજીર્ણમાં ધ્રત અન્ન જમ્યા થકી વાશી વળીઉ સવારે,
લંધન આદી ક્રીયાના અભાવે મૃત્યુ પામ્યો વર ત્યારે.
વીવાહમાં વીધવા થઇ કંન્યા વર્ત્યો હાહા કાર,
શોક સમુદ્રમાં ડુબી ગયાં રૂષી રૂષીપત્ની તે વાર.
ઉમરે પોચી કામલતા પછી પાળતી વિધવા ધર્મ,
જોબન કામ વીકારો શરીરના આકર્ષે કરવા અધર્મ.
પીતાની સંગે પાડીત્ય કરીને કહેછે કામલતાય,
જન્મ સુધી આ વૈધવ્યુનું દુઃખ મારાથી નહી સેવાય.
વૈધવ્ય પાળીને મોક્ષ લેવા શક્તી નથી મુજ તનમાં,
વિપરીત વર્ત્તીને નર્ક જવું પણ ઠીક ન ધારૂં મનમાં.
બહુ સ્મૃતી મત છે અક્ષતા સ્ત્રીનો કરવો પુનર્વીવાહ,
ગૃહસ્થાશ્રમે થાય આતિથ્ય સંતનુ સ્વર્ગદત્ત શુભરાહ.
આસ્થા પ્રભુપર વહેંચીને ખાવું અસત્યથી સંતાપ,
ક્ષમા કરૂણાને નીર્દંભતા જેનાં કર્મ સકળ હીણુ પાપ.
એવા સત્વગુણી મ્હામુનીયોની શ્રુતીધર સ્મૃતીયો મોઝાર,
કહુંછું તે કરવાને કાંઈ મના નથી વાંચતાં વારંવાર.
(બીજા) રજો તમો ગુણી મીથ્યાભીમાની અન્યાયી આચાર્ય,
ટુંક વિચારોથી ઉલટુ કયાં કરે એમાં શું આપણે આર્ય
સાંભળી ક્રોધ નીમગ્ન કહે રૂષી છે સત્ય શાસ્ત્રની વાત,
લોકવીરુદ્ધ હું કદાપી કરૂં નહિં પુત્રી તું કહે ઉત્પાત.
કઠીણુ ધર્મ ધરે નહીં પાપણી અધીરણી ધીઃકાર,
એમ અતીશે પુત્રીનો કીધો તુચ્છ વચને તીરસ્કાર.
પુત્રી બગી ઉઠી અંતરમાં ને ગઇ મહા વને રીસાઈ,

[૧]અનશન વૃત કરી ત્યાં દેહ મૂકી ભારે [૨]અમર્ષ ભરાઈ.
તેની અનન્ય પ્રીત નીપુણ સખી હતી નર્મદા એવું નામ,
એ પણ એવી હતી બાળ વીધવા એકેકનો વિશ્રામ.
તેનીજ સખીનું આવું મૃત્યુ સુણી થૈ શોકનીમગ્ન શરીર,
હાહાસખી કહી હૈયું પછાડતી ધરણીયે કુટતી શીર.
હું અને આવી અનેક દુખી હશે બાઈયો આધાર બીચારી,
જુસ્સે ભરાણી નીકળી વનમાં તપ કરવાનું વિચારી.
તપ તેણીયે મહાલક્ષ્મીનું કીધું ત્રીસ વરસ સુધી ત્યાંહી,
ફળજળથી નીજ પોષણ કરતી દ્રઢતા ધરી મન માંહી.
પ્રસન થઇ મહાલક્ષ્મી પધાર્યા માગ કહ્યું વરદાન,
"પુત્રીરૂપે મુજ પેટે પ્રગટ થઈ વીશ્વનું બાળો અજ્ઞાન."
એજ માગુ વર માવડી કહે બ્રાહ્મણ તનયા ત્યાંય,
તથાસ્તુ કહી શ્રી અદર્શ થયાં મુકી વીપ્રસુતાયે કાય.
હવે કામલતાનાં માતપીતા પણ દુઃખી થયાં આ બનાવ,
રૂષીતણો પણ મત બદલાયો સમજી શાસ્ત્રનો ભાવ.
પછી ભાષણ કરતા ન્યાતમાં બાળવિધવાનાં કરવા લગ્ન,
એક મીત્રને ઉપદેશ કરી તેની પુત્રીનું હરીયું વીઘ્ન.
વિધવા બાળકી મીત્રતણી હતી પરણાવી શુભ રીત,
સભા ભરી શાસ્ત્રાર્થે જીત્યા પુર્ણ જણાવી પ્રીત.
મીત્રની નાતે તીરસ્કાર કીધો તો રૂષી થયા તે સંગ,
મદદ કરી બહુ માણુસના મત મેળવ્યા એમ અભંગ.
પછી કાળે કરી થયુ મૃત્યુ રૂષીનું જન્મ્યા તમે અવનીપ,
નર્મદા આ ચીમળા થઇ જન્મી જે રાણી છે આપ સમીપ.

**વલણ.**

ભુખ ખાધે ખાધુ પચે કર્મ ભોગવે જાયરે,
પુર્વે જન્મની ધ્યાનથી કહી રૂષી કહે કથાયરે.

---

૧ લંઘન. ૨ ક્રોધ.

## અધ્યાય ૩૦ મૌ.

### ત્રીતાળી ચોપાઈ.

જ્ઞાનસિંહને કહે આત્મવેદી, કર્મજ્ઞ બ્રહ્મજ્ઞાનના ભેદી;
કામલતાના શ્રાપે ભુપાળ, થયા કુષ્ટી ક્ષત્રીના બાળ;
દુ:ખ પહેલી અવસ્થામાં પડીઉ, મીથ્યાભિમાનનું કર્મ નડીઉ;
પોષી નહીં પોતાની પ્રજાય, માટે પુત્ર કે પુત્રી ન થાય;
દુ:ખ પુત્રીનું દીલ નવ અડીઉંદ, માટે શરીર કીડા પડી સડીઉ;
લંઘન કરી મૃત્યુ પામી સુતા, તેથી ખાવાનું મળતા ન હુતા;
પુત્ર કરતાં વ્હાલી કરી ન્યાત, તેથી બચપણમાં મુંઈ માત;
પછી મીત્રની બાળ સુતાય, પરણાવી ફરી વીધવાય;
ધર્મ શાસ્ત્રનો કીધો પ્રસિદ્ધ, પુનર્લગ્ન કીધુ શાસ્ત્ર સિદ્ધ;
રહ્યા મીત્ર સંગે ન્યાત બહાર, વાધ્યું પુણ્ય તે અપરંપાર;
સત્ય પક્ષે રહ્યા ધરીહામ, મલ્યુ રાજ્ય અચાનક આમ;
જાણ્યુ પરદીલનું દુ:ખ જેથી, કુષ્ટ રોગ મટી ગયો તેથી;
કામલતાના શ્રાપથી રાય, રાણીને પુત્ર પુત્રી ન થાય;
તમો તપ બાર મહીના કરશો, ધ્યાન ધરણીપતીનું ધરશો;
તેથી વીમળાએ તપ કીધુ આગે, તેનું ફળ ઇશકરૂણાયે જાગે;
સુણી તપ કરવા ગયો રાય, ઘણું કષ્ટ સહન કરે કાય;
થયા ઈશ પ્રસન વર આપ્યુ, કષ્ટ અંત:કરણનું કાપ્યું;
થાશે લક્ષ્મી તણો અવતાર, પુત્રી એક તારે નીરધાર;
સાંગ સ્વતંત્રતાની જેહ, તુજ મ્હેલ પાસે પડી તેહ;
ઉપાડી ગીરીવર કરે ધાય, તેને પર્ણાવજે કન્યકાય;
એમ કહી થયાઇશ અદર્શ, આવ્યો નીજપુર ભુપ ધરી હર્ષ;

### વલણ.

વાતો કરતા પરસ્પર તે, શિવપુર પોચ્યા સર્વરે;
પુરશોભા નીરખી દુરથી થૈ રહ્યું છે જ્યાં પર્વ રે;



# અધ્યાય. ૩૧ મો.

## હરિગીત છંદ.

ત્યાં પર્વ ઉત્તમ થૈ રહ્યુ, અવ્યા ભુપતિ બહુ દેશના;
મંત્રી પટાવત સ્વારપાળા, સુભટ સર્વ નરેશના;
છે શહેર સુંદર લ્હેર જ્યાં, લંકાથકી ઝાઝી દીસે;
બહુ ભાતરંગિત મેડિયો, અડિ ગગનમાં તે પુર વિશે;
ઝળકે કળશ સોના તણા, રવિ બિંબથી કિરણો મળે;
જાણે સ્વયંવર નિરખવા, સુર આવી એ રસ્તે ભળે;
પ્રોઢી સરોવર પાળપર, તંબુ સુરંગી તાણીયા;
ચતુરાઇથી કરી હાર, તે અદભુત ધાટે આણીયા;
મશરૂ બિછાવી તંબુઓમાં, પુષ્પ ઉત્તમ વેરીયાં;
લા નવિન ફુલ ફળ પત્રનાં, અગણીત વૃક્ષ ઊછેરીયાં,
વળી સકળ સરખે અંતરે, બહુ થંભ રોપ્યા કેળના;
કરી પત્ર કેરી કમાન, તેપર છોડ છાયાં વેલના;
શહેર પુઠળ સકળ શોભા, સહિત આ ત્રણ ગઉ સુધી;
વસ્યુ શહેર બીજુ વિંટીવળિ જ્યમ નાવ વિંટે અંબુથી;
ભુપ ભુતળ નાની ભીડ ઝાઝી, ગાજી શબ્દ રહ્યા ઘણા;
શણગારવાળા હાથી ઘોડા, બળદ શાંઢય મનુષ તણા;
મોઘુ થયુ તૃણપાન, અન્યજળ ટાંકથી તોલાય છે;
સૌને મળે છે દામ કોનું, મફત નહી લેવાય છે;
કિધ જ્ઞાનસિંહે સર્વની, શુભ સવડ માણસ રાખીને;
નવ કોઇને દુખ થાય કે, ન રિસાય ચુકશિર નાખીને;
પેઠા પછી પુરમાં સુધારકસિંહ આદે પાંચ તે;
મુનિ વણિક આગળ ચાલતા, ત્રણ પુઠળ રહે શુભ વાંચતે;
પુરમાં દીઠી શોભા સરસ, શણગારીયાં સહુ હાટ છે;
જરીયાન ઝળકિત વાવટા, ઉડતા અલોકિક ઠાઠ છે;
ઉંચી અટારી અગાશિયો, બહુ છજા જાળી બારિયો;
જડિ કાચ માણક મોતી મણી, રસિ રંગ તે શણગારિયો;

પછી દીઠાં ભુપના મ્હેલ ઉંચા સુવર્ણે ગારે લીપિયાં;
ગગને શિખર સોના તણા, ઝળકે મણીમય દીપીયાં;
જરિયાન સાચીની ધજાઓ, વિજળિવત ચળકે ઘણી;
બહુ ભાત ચિત્રો ચિતરિયાં તે અપરિમિત શોભાબણી;
ઘણી બાગ મોટી નજીકમાં, ફળપત્ર ફુળ ઝાડો ઘણાં;
ફિર હંસ મેના મયુર બોલે, શબ્દ ત્યાં સોહામણા;
તે બાગ મધ્યે રચ્યો મંડપ, કનક પતરાં કોતરી;
કરી બાર બારી બારણાં, જાળી કમળ ભાતો ભરી;
છે અમુક અંતર જડ્યાં માણક મોતીનાં બહુ લુમખાં;
મંડાણ સ્ફટિક થંભ પર લટકે લઝરલઝરમર ઝુમખાં.
વળી નવિન સુંદર ચિત્રની છબીઓ સુતક ને ગોઠવી,
બહુ રંગી તકતા હાંડીયોમાં હીરા ઝળકે જયમ રવી.
વર્તુળ ચોરસ કમળ પત્રાકારથી મંડપ પરે,
ચઢી વેલ ઘટ ફુલ પત્ર સાથે શીતળતા સહુને કરે.
મણિ રત્નનાં સિંહાસનો મશરૂ બિછાવી મુકીયા,
તે ઉપર ધરિયા ગાદી તકીઆ ચાકરો નથી ચુકિયા.
ત્યાં મહત સિંહાસને બેઠો જ્ઞાન સિંહ અગવૈમાં,
કરી હુકમ તજવિજ પુણ કરવા દ્રષ્ટી રાખે સર્વમાં.
ત્યાં આવી ઉભા આત્મવેદી સહિત પાંચે નવિન નર,
મુનિ ઓળખી રાજા નમ્યો કરિ સ્વાગતા શુભ વિનયધર.
પછી પુછ્યું આ બે કોણ ભુપતન ચંદ્ર રવી સમ દીસતા,
આરક્ત અંબુજ નેત્ર ભૂજ બે દીર્ઘ અદભૂત પ્રશતા.
મુનિ કહે આ બે પુત્ર છે પરમાર્થ સેન ભુપાળના,
કરતા પ્રવાસો આવીયા અહીં સહજ દેશ વિશાળના.
કરી વિનંતી રોક્યા આ ગ્રહે શુભ આશને બેસાડીને,
ઘણી જ્ઞાનસિંહે ગોષ્ટ કીધી ઉમળકો દેખાડીને.
પછી આવી પોહોચ્યા મંડપે બહુ રાય શુભ શોભા સહિત,
સૌને વર્યાની આશ મનમાં હર્ષ છે શંકા રહીત.
પછી તેડી કન્યા મંડપે કરવા પુજન ગણ નાથનું;

કુળ ગોળ ભણુતા મંત્ર કન્યા. કરે સંપુટ હાથનું.
તે વિજળિવત ચળકાર તનનો ગૌર વર્ણ સમસ્ત છે,
મુખ ચંદ્ર હસતુ મોહ નિધિગજ સૂંઢ સમા બે હસ્ત છે.
બહુ રત્ન કુંદન મોતી માણુકના રૂડા શણુગારને,
ધરી વસ્ત્ર સત ઝરિયાન ઝળકિત પ્હેરી ગુણુ અંબારને.
કરતી પુજા ફરતી નજર નીરખી સુધારક શેનને,
મન રૂપ વશ્યુ ચિત ત્યાં ધશ્યું કર્યું નમન નચવી નેનને.
શાંતી સુતે પણુ શરદ પુનમ ચંદ્ર સમ મુખ પેખીને,
અણુ સારથી આદર જણાવ્યો દીલ ઉમળકો દેખીને.
સખી સંગ કમળા કહે જો પુરૂષ પેલો રૂપ નિધિ,
વપુ ગૌર નેત્ર વિશાળ ગંભીર મનન કરતાં બહુ વિધિ.
છે સાંગનુ વરદાન શીવનુ પણુ મને એ મન વશ્યો,
હમણાં મીટે મીટ મેળવી તો તુરત તે નયણે હશ્યો.
ઇશ પાસ માગુ માન એ પ્રભુથી ઉપડજો સાંગ આ,
મે અરપીયાં હમણાં થકી મન એહને સર્વાંગ આ.
ત્યાં સાંતસેં સખી ગાતી મંગળ કંઠ મૃદુ કોકિલવડે,
વળી ઢોલ ભેરિન ફેરિ શરણું દદામાં બહુ ગર ગડે.
ત્યાં જ્ઞાનસિંહ તણો ઉઠીને ભાટ એવુ બોલીયો,
આ સ્વયંવર શા માટ છે તે ભેદ સઘળો ખોલીયો.
અમ રાયને વરદાન શીવનું એવું મળીઉ આગળે,
આ સાંગ ભુમાં છે પડી તે ઊંચકી નરજે નિજ બળે.
શિવપુર સામા સુર્ય કિર્ણે રોકતાં વ્હેમાં ચળે,
અહીંથી પછાડે એહને કન્યા વરે મન નીમળરે.
સુણિ શૂર ઝાઝા મહત રાજા સાંગ પાસે આવીને,
બળ કરી જોતા લાજ ખોતા ફરી જતા નહી ફાવીને.

**વલણુ.**

ફાવ્યા નહી ગતબળ થયા મોટા મોટા રાય રે,
પછી મુની કહે શાંતી કુમારને ઉઠો પ્રભુ સુખદાયરે.



# અધ્યાય ૩૨ મો.

## રાગ મલ્હાર.

ઉઠો પ્રભુ સુખદાયક અવસર સાધવાને ભુપજી,
રાય સુધારકસિંહ સમય છે આ જયકારી અનુપજી.
સુણી કાર્ય કરવા ઉઠયા પ્રભુ કર્યો મુનીને નમસ્કારજી,
નીજગુરૂ ચર્ણનું ધ્યાન ધરીને વંદીયા વિશ્વાધારજી.
માતપિતાનું સ્મરણ કર્યું સહુ ભુપને લાગ્યા પાયજી,
ખેંચી કમર દ્રઢ થઇને આવ્યા સાંગ પડી હતી ત્યાંયજી.
બાંહ્ય ચઢાવી મહાબળે પકડી એકજ હાથે સાંગજી,
ઉપાડી લીધી લાકડી સહુ ચકિત થયા સર્વાંગજી.
ફેરવી ફેંકી અતુલિત બળથી ઘોર થઇ ગર્જનાયજી,
વાયુ ચીરાઇ કરેડાટ બોલ્યો કાટકે ધ્રુજી ધરાયજી.
વેગે અથડાઇ હેમાચળથી જે હતો જોજન એકજી,
ભારે ભુટાકો થયો ભુતળમાં ઉડીયા પથ્થર અનેકજી.
વીસ્મય પામ્યા નરપતિ સર્વે વીલોક્યું વિર્ય વિચિત્રજી,
ભય પામી એક બીજાને નિરખતા જાણે ચિતરિયાં ચિત્રજી.
પુષ્પ વૃષ્ટી થઇ અમોઘ યશની સુરપતીથી તે વારજી,
દુંદુંભી વાગ્યાં દેવનાં ને થઇ રહ્યો જય જયકારજી.
તે સાંગ આણી મંત્રબળથી પાછી પોતાની પાસજી,
વિદ્યા ગુણબળ રૂપ પરાક્રમ પોતે કિધું પ્રકાશજી.
કમળાદેએ કરમાં હતી તે વરમાળ પ્રભુને પેરાવીજી,
સર્વ પછી નૃપ પ્રભુને ચરણે વંદ્યા શીશ નમાવીજી.
આનંદ્યો જ્ઞાનસિંહ અતીશય પુત્રને પડીયો પાયજી,
કોમળ તને કઠિણશ્રમ કીધો કહિ કરે આસવાસનાયજી,
પછી કમળાએ આજ્ઞા લઇ પીતાની પૂછયા સ્વામીને પ્રશ્નજી,
તરત ઉત્તર કરવા કહ્યું કંથને ત્યાં જોવા મતી તીક્ષણજી.

### વલણ.

પુછે પ્રશ્ન કમળાસતી દે ઉત્તર શાંતી કુમારરે,
રોચક કહે શ્રોતા સકળ કહો જય જય કરતારરે.

## અધ્યાય ૩૩ મો.

### ભુજંગી છંદ.

ફરે છે મુઓ કોણ આ વિશ્વ માંહી,
અતીશે થઇ જેની કુકીર્તિ આંહી.
કહુ કોણ ને જીવનો શુભ રીત;
રહે દુનીયાં મધ્ય દોષો રહીત.
કહો કોણ સર્વે સ્વદાર્યો કુપાપી
પડ્યો જે પરસ્ત્રીતણે છંદ પાપી.
કહો સૃષ્ટી જીતી વળ્યો કોણ આખી,
જીત્યો સર્વદા કામને હામ રાખી.
ગૃહો સર્વ રૂઠયા કહો શીર કોને,
ગુરૂ માતપીતાની શીક્ષા ન માને.
સદા કર્મ વાંકુ કહો હોય કોનું,
વિના ઉધમે બેશી રહેતા જનોનું.
કહુ કોણને ધીર બુદ્ધિ સુદક્ષે,
ન મોહે કદા નારી તેત્રો કટાક્ષે.
મહા મૂર્ખ કોને શ્રુતીમાં ગણેલો,
કરે છે કુકર્મો થઇને ભણેલો.
કિયો અંધ આંખે ન દેખે કશુઓ,
ઉપાયો છતે દુઃખ વેઠે પશુઓ.
સતી કોણ જે (ના) દર્શને સિદ્ધિ પામુ,
જુએ જે ન સ્વામી વિના અન્ય સામુ.
ભણેલી કઇ નાર જે ઝાઝુ જાણે,
કરે કર્મ જે ધર્મ શાસ્ત્ર પ્રમાણે:
સહુ સીદ્ધીયો આવી કોને વરે છે,
સહી કષ્ટ જે ઊધમો આદરે છે;
સહુ પાપમાં ડુબીયો કોણ માની,
મહા પાપી છે સાસ્ત્રમાં મધપાની;

બધા પુણ્ય કોણે કરેલાં ઠરે છે,
સદા જે મહાત્મા પરાર્થો કરે છે;

**વલણ.**

પ્રશ્નોતર સુણી સર્વ થઇ, સભા ત્યહાં મનરંજ રે;
જ્ઞાનસિંહ આનંદ પામ્યો, નીરખી જામાત્ર ગુણગંજ રે.

---*o*---

## અધ્યાય ૩૪ મો.

### રાગ મારૂ.

નીરખી જામાત્ર ગુણનિધિ એહ, જ્ઞાનસિંહ થયો ખુશી તેહ;
આપી સાહીત્ય ભોજન ઘરનું, રોક્યુ મનુષ સકળ સ્વયંવરનું;
લગ્ન નીરધારી લખીયો પત્ર, પરમારથ સેનને તત્ર;
સ્વયંવર સુધારકસિંહ જીત્યો, ગાય માનની મંગળ ગીતો;
પુત્રી મારી કમળાદે બાળા, આરોપી તમ સુતને વરમાળા;
જ્ઞાનસિંહ લખે પરમાર્થસેન, વ્હેલા લઇ આવજો જાનસેન;
છે નજીક લગ્ન દીન આહી, નિદ્રામાં નહી રહેજો વ્હેવાઇ;
પત્ર લઇ નીજ ગોરને આપ્યો, જજે ઝટપટ મારગ કાપ્યો;
ગોર જઇ રહ્યા નજીકને ગામ, વિમાસણે હારી ગયા હામ;
દીન થોડા જવું પંથદુર, કેમ કરવું કહે શો કપુર;
નિદ્રાવશ થયા એમ વિચારી, જાણ્યું સરવે તે દેવ મુરારી;
સમે વર્ત્યો તે શાંતી કુમારે, તેડી જોગ માયા તેણી વારે;
રૂષી લઇ જાય છે કંકોતરી, સુતો માર્ગમાં રહી શોચ કરી;
તેને જઇ મુકો દેશાભિમાન, પુરપાસ નિશા અવસાન;
આજ્ઞા લઇ આવીયાં જોગમાયા, સુતા મુનિવર જ્યાં મુઝવાયા;
સાજ વસ્ત્રસહિત લીધા બળમાં, મુક્યા પ્રભુએ કહ્યુંતુ ત્યાં પળમાં;
ઉઠયા રૂષી જ્યારે ઉગતે સુર, દીઠું પરમાર્થ સેનનું પુર;
ઉંચો કોટ કોઠા મજબુત, ચળકે કનક પત્રો અદભુત;

નોબત ઢોલ ત્રંબાળુ ગરગડે, તેના શબ્દ બહુ કાને પડે;
ઉચા મ્હેલ શિખરે મુક્યા કળમાં, સ્વર્ણ કળસ વિસ્તાર વાદળમાં;
પુષ્પ પુલ્યાં અગાસીયો માંય, ગૌરવરણી સ્ત્રીયો ફરે ત્યાંય;
શોભાનીરખી થયા મુનિશાંત, સ્નાન કરી કીધી સંધ્યા એકાંત;
પછી પેઠાપુરે હર્ષ ભેર, દીઠી અદભુત લીલા લ્હેર;
ઉઘડે હાટ થાયે ખડખડાટ, સોની લોક ઘડે છે ઘાટ;
શાકપાન વેચે જન કોઇ, ભાર ઉપાડી હીંડતા ભોઇ;
ગાડી ગાડા મનુશની ભીડ, ઉપરા ઉપર પડે જયમ તીડ;
નિજ નિજ ધંધે સકળ જનધાય, વિદ્યાર્થી વિદ્યાલયમાં જાય;

વાગે દેવળમાં ઘડિઆળ, રડે કોઇ રામાઓનાં બાળ;
મેના પોપટ કોઇ પઢાવે, સ્ત્રીઓ જળના બેઢાં ભરી લાવે;
એમ કરતાં દીઠા રાજ મહેલ, ઇંદ્ર ભવન શોભા ત્યાં રહેલ;
કુંદન સહિત મિનાકારી કામ, હીરામોતી જડયાં ઠામ ઠામ;
બેઠા પરમાર્થસેન જરૂખે, થયા કૃશ પુત્ર વિયોગ દુઃખે;
બીજા પુત્રો પ્રત્યે કહ્યુ રાયે, બંનેભાઇયો હજુ ન જણાયે;
જાઓ ખપ કરીને ખોળ કરવા, કષ્ટ હૃદય વિશેનું હરવા;
એવે વેગળેથી દીઠો વીપ્ર, નીજ મંદીર આવતો ક્ષીપ્ર;
નવા માણુસને નક્કી રાય, તેડી પુછતા ખબર સદાય;
તેડ્યો પરિજન મોકલી તેને, આશ્વાસન કીધુ પરમાર્થસેને;

વીપ્રે કંકોતરી આપી કહ્યું, ચાલો સમિપ લગન આવી રહ્યું;
જ્ઞાનસિંહ મહાનૃપ ઘર, તમ પુત્રે જીત્યો સ્વયંવર;
પુત્રી કમળાદે તેને પરણશે, સ્થીર આનંદ ઓચ્છવ થશે;
વાંચી કંકોતરી સુણી વાત, દીધી પુત્રોને આજ્ઞા સાક્ષાત;
કરો જાન તય્યર થઇ હાલ, જવુ લગ્ન ઉપર તતકાલ;
એક બીજાને કહી સમાચાર; થયા સેન સહિત તઇયાર;

વાજાં વાગતે વ્હેચી વધાઈ, હીંડે કુળ વધુઓ ગીત ગાઇ;
અશ્વ રથ ગજ શુભ શણુગારી, ચાલ્યા સુભટ કરી તઇયારી;
મોઘા શ્રંગાર વસ્ત્ર સહિત, શુકન શબ્દ જોઇ શુભ રીત;

હય નચાવતા ક્ષત્રી કુમાર, હીંડે આગળ હર્ષ અપાર;
મધ્યે હસ્તી ઉપર છે મહીપ, ચાલે કુવર સકળ તે સમીપ;
રહે રાત મુકામે રમતમાં, ખાન પાન વિવાદ ગમતમાં;
રહ્યો લગ્ન આડો દીન એક, આવ્યા શિવપુર આગળ છેક;
કીધાં વાજીત્રના બહુ શોર, ગયા ગામમાં તે કુળ ગોર;
આવી જાન કહ્યો સમાચાર, ભુપ સામા ગયા પુર બહાર;
સામૈયુ કરીને રાજ રીત, તેડી લાવ્યા સુશોભા સહીત;
આપ્યુ સુસ્થાન સૌને ઉતરવા, સોપ્યા સેવક સેવા કરવા;
દીધાં ભોજન સૌને મીષ્ટાન, પામી સંતોષ સઘળી જાન;
મલ્યા પ્રવાશી પુત્ર પિતાય,થયો આનંદ અતિ તનમાંય;
બીજે દી કીધાં હસ્ત મેલાપ, હરખે વર વહુનાં મા બાપ;
ગીતોમાં સામ સામી વેવાણો, વઢી મારે પરસ્પર તાનો;
દીધુ દાન મંગળ વરતી ચાર, ગજરથ ગાય મહિષિ તોખાર;
ઉઠયા પરણી સુધારક સેન, માત પીતાનાં ઠરીયાં નેન;
જ્ઞાનસિંહે સરવને સંતોષ, આપી પોચાડયો મનને હોંસ;
આદર ભાવે કિધા સહુ વિદાય, વળાવી સાસરે કન્યકાય;
કમળાદેને કહે નિજ માત, પુત્રી થાજે સુ ગુણથી પ્રખ્યાત;
સ્વામીની કરજે સર્વદા શેવ, જેથી રીઝે દેવાધિ દેવ;
સાસુ સસરાની ગ્રહીયે આજ્ઞાય, અતું ચિત નવ કરીયે કાય;
ધરિયે શિયળ શરીરે અભંગ, બહિરાંતર રહીયે પાવન અંગ;
સત્ય એ સર્વનુ પુણ્યનુ રૂપ, અસત્ય તે છે પાપ અનુપ;
માટે બોલીયે સર્વદા સત્ય, કરીયે પર ઉપકારક કૃત્ય;
મારી લાડકી લક્ષણ વંતી, થાજે વિધા વધારવા ખંતી;
નીચુ નીરખી નેત્ર નીગળતી, સારૂ કહિ કમળાદે માને મળતી;
માતપીતાની લૈને આજ્ઞાય, વળતી થઇ તે સુપુત્રી વિદાય;
જાન સહુ એમ પુર બ્હાર આવી, આતમવેદી કહે શીશી નમાવી;
મારા આશ્રમ ભણી સહુ આજ, ચાલો કરૂણા કરી મહારાજ;
કરી મેમાની થાઉ કૃતાર્થ, જાણુ જીવીત થઇ ગયું સાર્થ;
તેડી સહુ સ્વયંવરનો સાથ, સ્વીકારો પરૂણાગત નાથ;

જોઇ આગ્રહ સર્વ ભુપાળ, કરી કબુલ હીંડયા તે કાળ;
રાય સૌ ચાલે સૈન્ય સહીત, અશ્વ ગજરથ સ્વાર અમીત;
શોભે અમુલ મણી રત્ન જડીયો, સ્વર્ણ પત્ર તણી છે ફુંદડીયો;
જોડયા જેને ચારે હય સબળા, એવે રથે શાંતી તન કમળા;
આત્મ વેદીને વણીક કુમાર, ચાલે પાછલા રથમાં જાર;
આત્મ વેદીને કહે છે વણીક, ઇશે મારી દશા કરીઠીક;
કર પકડયો કમળા નાથે, સોપી કામ રાખ્યો નીજ સાથે;
ઉદર પોષણ અરથે આ વાર, આપ્યું છે મને દ્રવ્ય અપાર;
ઘરની સ્થીતિ સકળ મે સુધારી, પતાવી રણ કીરતી વધારી;
ઘરમાં સ્ત્રીને સુવિદ્યા ભણાવા, રાખી વિદ્વાન સ્ત્રી સુખ થાવા;
સુવી પુત્રો નાના છે જોહ, વિદ્યાલયમાં ભણે છે તેહ:
એમ ફેરવી દીધી દશાય, કીધી કમળા પતીયે કૃપાય;
એમ કરે પરસ્પર વાતો, સૌ ઉંને હૈયામાં હર્ષ ન મતો;
કમળા દેને સુધારક ચંદ, કરે ગોષ્ટી હસે મંદ મંદ;
કમળાદે કહે મારા કંથ, આજે લાગશે સર્વને પંથ;
આવ્યા ઝાઝુ કરીને તાણ, થાકયા ગજપાળા બળદ કેકાણ;
માટે અહી છે સુગુણપુર ગામ, નીર્મળસિંહ રાજાનુ નામ,
તે ગામે જઇ કરીયે મુકામ, મારે પણ છે ત્યાં થોડું કામ;
મારા ગામના વીપ્રની સુતા, ચંદા નામે પરમ પુનીતા;
અમે ભણતાં તે સંગ નીશાળે, બાળપણાનુ સખીપણુ સાલે;
પરણી રહે છે અહી દીન બહુથી, મારી નીર્મળ સાહેલી સહુથી:
તેને મળવાને મન અકળાય, માટે રહેવું ઘટે અહીં રાય;
સુધારક સિંહ કહે સુણુ વાત, મારે પણ અહીં રહેવું રાત;
શત્રુ થયો કુધારકા સુર, ભારત ભુમીમાં પ્રસર્યો ભુર;
વગ સબળ થયો છે તેનો, માટે ઉપાય કરવો છે એનો;
એનો જુલમ ઘણો વધ્યો હમણાં, કરે ખુન દિન દિન પ્રતી બમણાં;
નીર્મળ સિંહને બીજા નરેશ, સહુને દરશાવુ તાદ્રસ એશ.
પુનર્લગ્નારી તેનો પુત્ર, તેણે તોડ્યાં સહુનાં ઘરસુત્ર;
વિધવા સ્ત્રીયો ગાયો ૨૫ જોડ, બેઠો કેદ કરી સહુ તેહ;

મારા ભકતોને મારતો માર, કરતો બંધન અપરમપાર;
બ્રાહ્મણ કુળમાં ઉદય થયા દુષ્ટ, પુરા પતિત તે પાપમાં પુષ્ટ;
પુનર્લગ્નારીને ભીરૂમતી, કન્યા સુરૂપ વરાવી હતી;
લાયક વય નહિ છતાં રતી રંગ, કીધો પાપીયે માનીન સંગ;
તેથી મર્ણ થયું સ્ત્રીનું ત્યાંય, પછી કોઈએ ન આપી કન્યાય;
હલકા વીપ્રની કન્યા ન પરણે, એમ કરવામાં પાતકે ગણે;
આતી અસુરી તેની કુળદેવી, દૈત આણુ માને એની એવી;
પાપી પરણે ન કંન્યકા એક, રાખે રાખ કરીને અનેક.
કહે અમારો દક્ષિણી ચાલ, કોઇ નીંદા કરે નહી હાલ;
એમ કહીને તે ધટીત ઠરાવે, કુંડા કર્મ ભખ્ખોથી કરાંવે;
વામ માર્ગ જેવો જે તાલ, તેને કેહે છે દક્ષણી ચાલ;
મારો વિધવાનાં બંધન હરવાં, કાર્ય આશ્રીત સર્વનાં કરવાં;
તેથી કરવો છે બળવાન પક્ષ, દેવું તે પર નિશદિન લક્ષ;
વાંક વિના જો કરીયે યુદ્ધ, તો તો કહેવાય શાસ્ત્ર વિરૂદ્ધ.
ધર્મ બેલી છે ધરણીશ જેથી, નકામી રાઢ કરવી ન તેથી;
એમ કરતાં સુગુણપુર આવ્યું, દૈ મુકામ તે સરસ શોભાવ્યુ;
આવ્યો નિર્મળ સિંહ ત્યાં મળવા, લાગ્યો સર્વની શર્મરા કરવા;
ખાન પાંને સુખી થયા સહુ, ભુપે કીધી તે બરદાશ બહુ;
વાધ્યો આનંદ જાણે સુ પર્વ, બેઠા સભા ભરીને સર્વ;
એવે આવી ચંદા હર્ષ ઘેલી, કમળા દેને મળી સાહેલી;
કમળા કહે સખી બહુ સુકાણી, એવી અતી શા દુખે અકળાણી;
ગદ્દિત કંઠ આંખે આંસુ ઘોર, ચંદા કહે મૂજ કષ્ટ અપાર;
પીતા માતા વેરી થયા મારાં, ગુણ હીણુ નમેરી ગોજારાં;
તારી સંગ હુ નિશાળે ભણુતી, ઉઠાડી લીધી સાબો ગણુતી;
આઠ વર્ષની વયમાં એ રીતે, દીધી પર્ણાવી પુર્ણ અપ્રીતે;
લોભી માત પીતા ક્રુર અંશ, ધણું ધન લૈ વેચ્યું મારૂ માંસ;
આજેતો થૈ ગયાં છે રખડતાં, ભુખે ફરતાં ફરે છે ભભડતાં;
મીઠું મુખ કરી લીધું તે સમે, પણ ગોવીંદને કેમ ગમે;
મારો પૈસો તે પામી અપાર, વરાવી વૃદ્ધ વરને તે વાર;

ઊઠી શકે ન વૃદ્ધ સ્વામીન, કર સેવા દુખે કાઢુ દીન;

### વલણ.

દુખે દીન કાઢું દોહલા સ્વધર્મમાં રહી સારરે,
રમા કને ચંદા રડે, કરતી હા હાકાર રે;



## અધ્યાય ૩૫ મો.

### રાગ ગરબી.

સખી સર્વે સૈયર ટોળે મલીરે જુમનાની તીરે–એ રાગ.

સખી રોઇ રોઇ શી રીતથી રે, દુખમાં દીન કાઢું.
મારા પાપી પીતાની અનીત રે, દુખમાં દીન કાઢું.
સખી થૈ હું જે વારે આઠ વર્ષની રે, દુખમાં.
હતાં કરતાં માબાપ વાત હર્ષની રે, દુખમાં.
સખી વિવાહનો વિચાર ઠરાવીયો રે, દુખમાં.
જેથી મારે આવો દીન આવીયો રે, દુખમાં.
સખી જોયો વર ઘરોં વર્ષ સાઠનો રે, દુખમાં.
ઠીક જાણી રૂપીયા લેવા ઠાઠનો રે, દુખમાં.
સખી સમજુ નહી હું નાની તે હશે રે, દુખમાં.
વળી નાનો મોટો તેવર શું હશે રે, દુખમાં.
મોટી સખીયો આવીને કહે મુજને રે, દુખમાં.
વર ઘરડો પરણાવશેજ તુજને રે, દુખમાં.
જેમ ઝીકે આંધળાને ઝાઝે ઝાખરે રે, દુખમાં.
જેમ નીર્બળને અગ્ની માંહે ધરે રે, દુખમાં.
ગળુ ભરી ગાઠે ગર્થ કમાઇને રે, દુખમાં.
ગળુ ઝાલી ગાઈ સોંપી કસાઇને રે, દુખમાં.
પાસી પોપટીને પારધીના પાસમાં રે, દુખમાં.
કીધો અનર્થ તે ગર્થ લેવા આશમાં રે, દુખમાં.
દુઃખ દરિયા વીશે ડુબવી દીધી રે, દુખમાં.

નફી મારા માબાપની દયતાનીધી રે, દુખમાં.
સખી પરણીને સીધાવી જ્યારે સાસરે રે, દુખમાં.
ઉમર વરસ થયાં છે સોળ આશરે રે, દુખમાં.
ઝાઝી પ્રગટી જોબન ઝાળ કાળજે રે, દુખમાં.
ચીત મારૂ બલી ખાખ થાય ચાલતે રે, દુખમાં.
થયા નાથજી શીતેર વર્ષે ઉમ રે, દુખમાં.
કેમ કરી મારી કામના પુરી કરે રે; દુખમાં.
એને ચાકરી કરાવ્યા તણું કામ છે રે, દુખમાં.
મારે દાઝ્યા ઉપર બાઈ ડામ છે રે, દુઃખમાં.
સખી માંહેના દુખેથી મુઝેય મરૂ રે, દુઃખમાં.
કદ્દી ચાકરી હું કંથની ત્યાં ક્યાં કરૂ રે, દુઃખમાં.
તોયે પંડ્યા ઉપર પાટુ કરી રે, દુઃખમાં.
ધર્મ વૃત્તીયો કરાવે કંથ ચાકરી રે, દુઃખમાં.
સખી સાસરીના લોક સૌ મને લઢે રે, દુઃખમાં.
તને કામ કરતાં શા પાણા પડે રે, દુઃખમાં.
બહુ તાંતર બળીઉ બની બાઝતુ રે, દુઃખમાં.
ત્યારે દીલ મારૂ દુઃખ માંહી દાઝતુ રે, દુઃખમાં.
સખી મા બાપે મારી ન નાખી મુજનેરે, દુઃખમાં.
વાત વીપત્તી[illegible]શી કહુ હું તુજનેરે, દુઃખમાં.

**વલણ.**

કમળા સનમૂખ દુઃખ કહ્યું સુણતા સર્વ સભાય રે રે
કરૂણા જનક વીલાપથી સૌને શોક ન માય રેરે.



## અધ્યાય ૩૬ મો.

### રાગ ધનાશ્રી.

કરૂણાળુ થઈને કહે કમળાજી, બારે દુઃખ પામી સખી અબળાજી.
અનુભવ દુખમાં રહે છે અનેકજી, વાધે વીપતમાં વિવિધ વીવેકજી.

બીજી મુજ સખીયોના બહેનીજી, કજોડા થયાંતે દુખ કહેનીજી.
વર બારેક વયનો વરેલીજી, શા શા સંકટ પામે સાહેલીજી'
ચંદા સો સભા સુણતાં બોલીજી, કજોડાનાં કહુ દુઃખ ખોલીજી.
સત્ય નજરો નજર દીઠુ જેવુજી, કરૂ વર્ણન તાદ્રશ તેવુંજી.

## રાગ પરજીયો.

જુઓ દુઃખ ઝાડ કજોડુ રે, કહે કોણુ એ દુઃખ થોડુ રે.
કરે કાપી કોઈ કજોડુ થોડુ જાણી દુઃખ એજ,
પાપી પીતા તે પુત્રી પોતાનીના નીત્ય નીશાશા લેજ. જુઓ.
જાણી સુજાણુ કજોડુ ન કરશો ધન કુળપર ધરી ધ્યાન,
ઝીકો ન દુઃખ દરીયે દીકરીને હોય વાહાલા ભગવાન. જુઓ.
બાળો બુઢો વર દેઇ બાળાને, બાળો તેનો અવતાર;
નિર્દય થૈ દેખો નીશદીન દીકરીને, ઝાઝાજ દુઃખ મોઝાર. જુઓ.
સાસરીયે પણુ નીજ સ્વામીતું, માનની પામે ન માન;
બીજુ સગુ કોણુ ત્યાં તે બિચારીતું, નાનેરો નાથ નાદાન. જુઓ.
હરતાં ફરતાં ને કામ કરતાં, ઘર નાને પરના લોક;
ન ધણીયાતી જાણીને લડે નીત, વાંક વીના પણુ ફોક જુઓ.
કામાગ્નીથી તે કામનીયે કદી, કામ કરાય ન ઠામ;
ખાય ચુંટી લોક કહે બાઈડીયેતો બોલીયુ બાપનું નામ. જુઓ.
લાયક ઘરની તો લાજની મારી, કરે ન એવું કામ;
મન મુઝાઇ રહે કામ દુઃખથી, હમેશ રાખીને હામ. જુઓ.
રીશેબળે કદી કોઇ તો જઇભરે, કાલા ધણીના કાન;
જેમ સામો કહે તેમ તે સમજે, સમજે નહી કશી સાન. જુઓ.
રહાઇ સોટી પછી શુરો થઈને, જુએ ન મારવા જાય;
વાંક વીના વનિતાને મારે બહુ, ભાળવા લોક ભરાય. જુઓ.
લોક હસેને લાજ ઘટે તેથી, બાઇડીતો બળી જાય;
આસપાસ અંતરના અગ્નીથી, અત્યંત તે અકળાય. જુઓ.
બારેય બુદ્ધિ ન આવે તે બાળને, સોળે ન આવે સાન;
ઉગતો પાક વઢાયો કહ્યો પછી, વીશે વળે કયમ વાન. જુઓ.

### વલણ.

શાંતિકુમાર કહે સતી, તુછે અનુભવી વિદ્વાનરે;
માગ પ્રસનછુ આ સમે, મનવાંછીત વરદાનરે.



## અધ્યાય ૩૭ મો.

### રાગ મેવાડો.

આનંદ પામીને ચંદા કહે, તમે સાક્ષાત ઇશ્વર અંશજી.
વીશ્વ વ્યાપક કીરતી સુણીને, આનંદુ અવતંસજી.
સ્વામી પ્રભુ મુજ પામે યૌવન, તો મન વાંછીત થાયજી.
સ્હેજ કંપાકર પ્રસન થયા તો માગુ એજ પસાયજી.
પછી મોકલી માણુસ તેડીયો ત્યાં ચંદા તણો સ્વામીનજી.
લાકડી કર લઇ જરજરી ભુત તન આવી ઉભા રૂષી જનજી.
અશ્વનીકુમારનુ ધરી ધ્યાનજ તેડ્યા ત્યાં જગદીશજી.
આજ્ઞા દીધી આ વૃદ્ધ વીપ્રને યૌવન આપો અતીશજી.
પાયુ અમ્રત ઐાષધ રૂષીને તર્ત થયા તે જુવાનજી.
રૂષી સહીત સૌ સભા સ્તુતી કરે જે જે શ્રી ભગવાનજી.
પછી બ્રામણ બ્રામણીને ધન આપ્યું આદરવા ઉદ્યોગજી.
મોકલ્યાં ઘર કહી નીતીયે કમાઈ ભોગવજો સહુ ભોગજી.
પછી નીદ્રા લઇ સૌ પ્રાતસકાળે સજ થઈ પળીયા પંથજી.
એક રથમાં આગળ ચાલતાં કમળાદે ભગવંતજી.
એક અરણ્યમાં મધ્યાન થયાથી તાપે બહુ અકળાયાજી.
દેવીનું દેવળ વૃક્ષ વીવેષ્ટીત દેખીને ત્યાં રોકાયાજી.
ઝાડીના ઝુંડની શીતળ છાયા નીચે પડ્યા સહુ જનજી
પોઢી ગયા કોઈ કરી પથારી કો બેશી કરે ગાયનજી.
પાસેના ગામના છ જણુ કરતા રક જક દેવળમાંયજી.
બહાર ઝાડીમાં ઊતર્યા જન તેમને સહુ સંભળાયજી.
એ છ જણુમાં બે વિધવા હતી અને ચાર તેના માબાપજી.

દુ:ખી પરસ્પર સંવાદ કરતા પામતાં બહુ પરીતાપજી.
મા બાપ કહે અમે આજ સુણ્યુ ગઇ પુત્રીયો મરવા અરણ્યજી.
દૂ:ખયારીયો દુખ વીસારીયાંયે રીસાઈ કરતી રૂદનજી.
તે સૂણી તર્તજ દોડી આવ્યા અહી પગલાં નીરખતાં બાઇજી.
માને કહ્યુ આત્મહત્યા ન કરીયે લોક ઉભય દૂખ દાઇજી.
પુત્રીયો કહે તમે માત પીતા રૂપ પ્રટચાંથી અરીવજી,
છતે ઉપાયે દૂખમાં સંતની રાખોછો શીવ શીવજી.
ચાર દીવથી અન નથી લીધુ સાસરીયાં દુખ દે છેજી.
ખાવા પીવાનો ભાવ નપુછે કામ કર્યાં કરો કહે છેજી.
સ્વામી વીનાના સંકટને ઉપરાંત અનેક મૂઝવણીજી.
પેટ બળે મૂખ ડુંચા દેવાયા અંતર ધુમ્ર ગોટવાણીજી.
રૂદે ફાટટી રડતી કહે છે વીધવા બાળક બંનેજી.
માત પીતા થઇને દુ:ખ દોછો પડશે કયમ પરજંનજી.

વલણ.

મૂકાવો મહા દુખથી કહીયે નામી શીશરે
હક જાશે પીતુ માતનો જો કરશે મદદ મહીશરે



## અધ્યાય ૩૮ મો.

### વસ્તીના લોકે વીપ્રો સાથે પાડયો વાંધો. એ રાગ.

માબાપાં અમને મહા દુ:ખમાંથી મુકાવો પેટ તણી પુત્રીયોનું શું ?
રોજ દુ:ખે રીબાવો રે માબાપાં અમને મહા દુખમાંથી મૂકાવો.
જન્મ આપીને પોષણુ કીધાં લાડ વિશેષ લડાવ્યાં,
બાળાપણુમાં બહુ સુખ દીધુ વ્હાલ ઘણુ મન લાવ્યાંરે. માબાપાં.
ભુખ ઝાઝી લાગે તો તમને પેટ બતાવી કહેતાં,
જે જોઈએ તે દેતાં અમને દેખી બહુ ખુશી રહેતાંરે. માબાપાં.
નાનપણામાં ઉતાવળથી લગ્ન અમારાં કીધાં,

જાણે ઝટ સુખી થાય સુતા પણ ઊલટાં દુખમાં દીધાંરે. માબાપાં.
મુરખ જન મિત્રાચારીમાં ઊંધો કરે ઉપકાર,
ભુલથી હિત જાણે પણ અંતે દુખ છે અપરંપારરે. માબાપાં.
જેમ જઈ અજ્ઞાની જનમાં બ્રાહ્મણ વેદ ભરાડયો,
રોગી ગણી સુખ કરવા મુરખો-એ મળી ડામી કહાડયોરે. માબાપાં.
એમ અમોને ગર્ભિત પીડા કરી તમે અવિચારે,
વર બાળો બુઢો પરણાવ્યો કુળ જોયાં તે વારેરે. માબાપાં.
પણ નાની ઊમરમાં સ્વામી પતન થયા કાંઈ રોગે,
રૂદન અમારી સંગ તમે પણ કરવા લાગ્યાં [1]ઢોંગેરે. માબાપાં.
જોઇ કલ્પાંત તમારૂ અમને તે વખતે ધીર આવી,
અંતર વહાલ ધરી ફરી દેશો માબાપાં પરણાવીરે. માબાપાં.
પણ આતો અંતે પડયું ખોટું વજ્ર કાળજાં કીધાં,
વિધવાપણુનાં દાવા નળસમ, દુઃખશિર પટકી દીધાં રે. માબાપાં.
પ્રથમ ઉતાવળ પરણાવ્યાની, કરતાં તાં પિતુ માત,
હવે તમે શું આમ કરીને, રૂદે થયા રળિયાત રે. માબાપાં.
આમ અમારી અસહ વિપત્તિ, અળગા રહી જુઓ છો,
ત્યારે શીદને લોક જણાવા, આમ દુઃખ ધરી રૂઓ છો રે. માબાપાં.
આવાં દુઃખ દેવા અવતાર્યાં, શીદને અમને માડી,
જન્મ થતી વેળા નહી મુકી, કયમ તરવારો આડી રે. માબાપાં.
જે પેટ વિષે પય પૂર્ણ ભરી તે, પોષ્યાં અમને વાહાલી
તે પેટ પ્રલય થૈ ગયું માવડી, ઘોર દુઃખમાં ઘાલી રે. માબાપાં.
મન ગમતુ લાવી દેતાં કયાં, ગયા બુજો રગબાપ,
ટળવળતાં આંતરડાંના શું, જોઈ રહ્યા છો અદાપ રે. માબાપાં.
પરોપકારી પુરૂષો તો નહી, તમા ઘરે દુનીઆંની,
જન્મ આપીને ઝાઝા દુઃખમાં, બાળો એ રીત કયાંનીરે. માબાપાં.
શું થોડા દીન છે? તે ખમીએ, દુઃખ દેવતાઇ શાખા,

---

૧ અંતર કાંઈ નહી ઉપર ઉપરથી કેમકે અંતરમાં લાગ્યું હોય તો છતો સહેજ ઉપાય કાં ન કરે.

એક દીવસ જાશે અધરો ક્યમ જાય બલ્યા ભવ આખા રે. માબાપાં.
ઉઠો રામ ¹શેવકની પેઠે, બળ બુદ્ધિ ધન ખરચી,
પુર્ણ કરો કૃત્ય હિંમતથી, બહુ ચારે દિશામાં ચરચી રે. માબાપાં.

**વલણ.**

હીમત ધરી હરકત હરો, હકદો સર્વ સચાનરે;
અંતર ઠારો અમતણાં, સ્હાય થશે ભગવાનરે રે.



## અધ્યાય ૩૯ મો.

### ધનાશ્રી.

પીતુ માત પુત્રીયોની વાતજી, સુધારકસિંહે સુણી સાક્ષાતજી;
આવી કરવાને લાગ્યા પ્રબોધજી, સમજો દીલમાં કરો સત્ય શોધજી.
સર્વે ભુપતી કેરી સભાયજી, ભરી ભાષણ કરતા ત્યાં રાયજી;
હરો વ્હેમ સકળ ઉચ હિંદુજી, આર્ય પ્રતિનિધિયો મતી સિંધુજી.

### રાગ રામગ્રી.

બાળાઓના પરિતાપથી હો હીંદુઓરે, કશે દિલ નથી ધરતા દયાય. સુ.
વિધવાઓ નિશદીન દાઝતી હો હીંદુ, દેખી રહોછો થૈ માતપિતાય. સુ.
તમે હિંદુ અહિંસક દયા ઘણી હો, સ્વપ્ને ન કરો જીવ હિંસાય. સુ.
દિલ દહો જાણી પાવને હો હીંદુ, જો કીડિ ચરણ ચંપાય. સુ.
આ હજારો બાળ હત્યા કરે હો, જુઓ વિધવાઓ રમીને જાર. સુ.
એ તમારી અવળી રીતથી હો, તે પાપનો તમશિર ભાર. સુ.
એ હીંસાનો તમ હાથમાં હો, છે પૂરણ રીતે ઉપાય. સુ.
તે વિચારી માનો મારૂ કહ્યું હો, ઠાલી હઠ તજો લાગુ પાય. સુ.
છે સત યુગથી એ ચાલતુ હો, હીંદૂઓરે. સુ.
પુનરૂદ્ધાર શાસ્ત્ર સિદ્ધાંત સુમતી સિંધુઓરે. સુ.
કીધું મંદોદરીતુ શિયાયાથે હોહીંદૂઓરે. વિભિષણ સાથે પુન લગ્ન. સુમતી.

---

¹ હનુમંતથી પેઠે બહાદુરીથી મુશિબતો સહન કરીને ઉઠો.

વાળીની સ્ત્રીનુ સુગ્રીવથી હો, થયા તે નહી દોષ નિમગ્ન સુમતી.
જુઓ શીવ લીલામૃત ગ્રંથમાં હો, દીધો વીધવાને ઇશ્વરે પુત્ર. સુ.
એ જાણવું પૂનરૂ દ્ધારથી હો, શિવે સ્વીકાર્યું તે શ્રુતી સૂત્ર. સુ.
સોમ પ્રદોષ કથા કહી હો, વૃતરાજ વિષે પાવન. સુ.
સીમંતીનિ નોજે સમે હો, ડુબ્યો સરીતા વિષે સ્વામીંન. સુ.
પછી વૃત તપથી શુદ્ધ દેહ થઇ હો, પરણી એવો અવર ભરથાર. સુ.
રોધ ન આવ આ રીતને હો, કહ્યું એનોએ દીધો કરનાર. સુ.
પછી દ્ધાપુરે સ્ત્રી ઘણી વધી હો, તેના દાખલા જો જો અનેક. સુ.
વસુદેવ કૃષ્ણુને કંસને હો, હતી વનીતાઓ એથી અનેક. સુ.
તેથી નીયમ થયો તે સમયમાં હો, કરવો નહી સ્ત્રી પુનરૂદ્ધાહ. સુ.
હમણાં ઉત્તમ કુળ હિંદુમાં હો, તોટો બહુ છે સ્ત્રિયોનો સદાય. સુ.
માટે આચરવું એ યોગ્ય છે હો, સમે વરતી રહેવુ સાવદાન. સુ.
એમ બોધ કર્યો બહુ રીતથી હો, કુધારાની વિરૂધ ભગવાન. સુ.

વલણ.

પળલ્યા પિતુ માતા પુત્રીયોના સર્વ કર્યું સ્વિકાર.
પછી હિમ્મત ધરી નીજ નાતના પરણાવ્યા ભરથાર રે.



## અધ્યાય ૪૦ મો.

ઢાળ.

ઘેર જઇ નીજ નાતના પરણાવ્યા પુરૂષ કુંવારા,
સુતાઓ નીજ સંતોષ પામી સ્વીકાર્યા સરસ સુધારા.
સુધારક સિંહને સરવ ભૂપ ચાલ્યા ઢળતે મધ્યાન,
ધમ ધમતા રથ ચાલે ઝડપથી ફડફડે પવને નિશાન.
કલુ પાયન એક હતો તેમાં કૂપથા સુરનો ભક્ત,
શાંતી કુમારનુ ચરિત્ર નીરખી થઇ ગયો ક્રોધથી રક્ત.
પડતી દીઠી નીજ ઈશ્વરની જશે વાધ્યો સુધારક સેન,
અન્ય સહુ ચાલે આનંદમાં પણ આને પડે નહી ચેન.

મુજ રાજમાં શીઘ્ર કામ પડયું મુજ એવો આવ્યો પત્ર,
એમ કહી મીષ પંટાઈ ચાલ્યો વિજસેન સાથે તત્ર.
આળસ નગરનો મારગ પડયો [1]દુષ્યસુરને મળવા,
અન્ય સકળ હીઞા આત્મ વેદીના આશ્રમમાં જઇ ભરવા.
હવે કલુષાયન ગયો આળસ નગરે મલ્યા અવિદ્યા કુમાર,
નમન કરી ચરણાર વિંદમાં કેવા માંડયો સમાચાર.
તમે ઐશ્વર્ય પામીને પ્રમત રહો છો એ પણ મોટો અધર્મ,
સત્રુ તમારો સુધારક નામે કરવા લાગ્યો કુકર્મ.
પક્ષ સબળ કરી થાણું તમારા વિખેરી નાખ્યા સર્વ,
યજ્ઞ મર્યાદ બંધન તોડયાં રાખી ગૌરવ ગર્વ.
બાળ લગ્ન રીત નાશ કરી, ગયુ તમ પુત્રનું બળિદાન;
પુનલગ્નનારીનુ પણ જુઠું કીધું, ફેલાવીને અજ્ઞાન;
અન્ય રૂઢી બલિદાન આપતા, સર્વે તેડયા સમુળ:
ગાફ્લ રહેશો તો ફાવશે એનું ઉચ્છશે તમકુળ;
જ્ઞાનસિંહની પુત્રી ગુણનીધી, કમલાદે એવું નામ;
સુધારક સિંહ સ્વયંવર જીતી, પરણ્યો તે થયુ આમ;
તમ લાયક તે તારૂણી છે, ત્રીલોક કેરૂ તત્વ;
રૂપ રસીક રઢિયાલુ મનોહર, સુંદરતાનુ સત્વ;
તમો વીપ્ર છતાં પણ ક્ષત્રીની, પુત્રી રાખવા લાયક [2]રાખ;
લાવો નહી તો મહિમા ઘટેને, કીરતીયે લાગે ઝાંખ;
એની સુંદરતાનુ વર્ણન કરવા, સમરથ છે નહી શેષ;
મુજમતીના પરીણામ સુધી કહુ, [3]લલનાનુ રૂપ લેશ;
શશિ સમાન સુ શોભિત શિતળ, ગૌરસ હાસ્ય વંદન;
લાજ ઘુંઘટમાં [4]મૃગાંક તુલ છે, હરખે નીરખતા મન;
પ્રવાલ સવ રંગે ને કોમળ, ઓષ્ટ અધર અમીઝરતા;
દાડિમ બીજ સમદંત કુંદને જડીત ઝગહળ કરતા;

---

૧ કુધારાસુર. ૨ પરણ્યા વગર રાખે તે. ૩ સ્ત્રી. ૪ ચંદ્રમાં કાળો ડાઘ.

કમળ સરખાં નેત્ર દીસે અણીયાળાં અદ્ભુત,
તેપર ભમર ભ્રમર સમજે ડંસે [1]પંચશર દુત.
[2]તરણી કીરણુ સમ નાકંનુ પડે તેજ અંબુજ નેત્રે,
રહે પ્રફુલ્લીત પુરણાનંદે મોહ સકળનુ ક્ષેત્રે.
પોયણી સરખી પાંપણ શીતળ અર્ધા ઇંદુ સમભાળ,
તે ચંદ્ર પ્રતાપે પોયણી ખીલે ગુલાબ ફુલ સમ ગાલ.
શીરપર ફેણ વિકાશી સરપે પાછળ વાળ્યું પુંછ,
અંબોડાનો એવી રીતે ગોરીયે કર્યો ગુછ.
મણીધર ફેણે મણી સમ શીર વાળે ગુથેલું બોર,
સેંથા તણી શુભ રેખાઓ ચળકે મણી કીર્ણ અંકોર.
ચોટી રહ્યા જાણે ફેણ વિકાશી વાળ સમુહ રૂપી સર્પ,
ભાળ વીશેનુ દુધ પીએ જાણે અવતાર ધરી કંદર્પ.
કુંદન અકોટી કાન વીશે જડ્યાં શુકળ મણી તે માંહી,
મંગળ શુક્ર શશી રવી સરખાં તેજ પડે છે ત્યાંહી.
ગોર ગળસ્થળ કપોત ગ્રીવા આકારે ચળકીત,
મણી રત્ન કુંદન મોતી તણા ધર્યા શણગારો શુભ રીત.
[3]પીન પયોધર અમૃત કુપી બંધ કરેલી જાણ,
વીશ્વ સકળનું જીવન જેમાં ચળકીત તે શશિભાણ;
પોયણી સમશીત પેટ પીપળ પત્ર ન આકારે;
કટી પંશ્ચાતને સાથળમાં છે અમોઘ અમૃત ભારે,
શણગારેલા ગજસુંઢ સરખા હરત જંઘાયે અડતા;
સીંચતા અમૃત સાથળમાં વળી રક્ષણુ જાણે કરતા;
કંકુવર્ણ ચર્ણ ધીમેથી હંસગતીએ ઉપડતા;
અણુવટ વીછવા ઝાંઝરના ઝમકારો સહુ ચીત્ત હરતા;
હીંડવું સુંદર બોલવું સુંદર ચેષ્ટા સર્વે રસાળ;
કોકિલ સ્વર ગજગતી મનોહર [4]મિન ચાંચલ્ય વિશાળ;
એનુ વર્ણન કરવા શકતી નથી મારી કુધારકા સુરરાય,
ઇંદ્રાદિક સહુ દેવને દુર્લભ ચીત્ર હરણુ ચતુરાય;

---

૧ કામદેવ. ૨ સુરજ. ૩ કઠીણુ સ્તન. ૪ માછલાં જેવી ચપળતા.

જેનો સ્પર્શ થવા તપયોગ સાથે મોટા મોટા મુનીરાય;
મોક્ષાદિક સહુ ફળને ઉવેખે માગે એજ પસાય;
કોઇ થઇને અલંકાર આકારમાં મોટા તપસ્વી મતીધીર;
વળગી રહ્યા ભુજ ચર્ણ ગળસ્થળ કર્ણ શીશ શરીર;
સમીરતનનો છુટે સુગંધીન જોજન સુધીવીર;
ધીર તપસ્વીયો ધ્યાન મુકી થયા મદન પ્રબોધ શરીર;

**વલણ.**

એમ વર્ણન સુણી વ્યાકુળ થયો કુધારકાસુર ત્યાંયરે રે,
પછી સુત જમાલ સંબંધીની ભરવા માંડી સભાયરે



## અધ્યાય ૪૧ મો.

વનમાં ભુલી પડી રે પેલો ક્યાં ગયો કાનુડો એ. રાગ.

વ્યાજબી વિનાશ કાળે રે લાગે વીપીરીત વાતો,
હાંકી ઘરમાં ઘાલે રે વનની વાઘ જમાતો.
રૂપ સુણી કામાંધ થયો નૃપ કુધારકાસુર જેહ,
સુત જમાલ પ્રધાન પટાવત સભા કરી કહે તેહ. વ્યાજબી.
શત્રુ આપણો ઉદય થયો છે સુરો સુધારકસેન,
આપણુ ખંડન કરતો સમજો કહો પડે કયમ ચેન. વ્યાજબી.
બળાતકાર વૈધવ્ય તણા કરતાં [1]મખ મારા ભક્ત,
કલેશ કુંડ જ્ઞાની ભય ભડકે હોમી માંસને રક્ત. વ્યાજબી.
કુમળા બાળક ગર્ભ તણુ દે શ્રધ્યાથી બળિદાન,
પુનર[2]લ્હાહ નિષે[3]ધક મત્રો ભણતા મખ [4]અવસાન. વ્યાજબી
[5]સુરાપાન તે કુમનન રૂપી કરે કરીને નૈવેદ્ય,
અવર દેવ અરિ તુલ્ય ગણી મુંજ ભક્તી કરે અભેદ. વ્યાજબી

---

૧ યજ્ઞ. ૨ પુનર્લગ્ન. ૩ મનાઇ. ૪ યજ્ઞના. અંતે. ૫ નઠારા વિચાર રૂપિ દારૂ. જે એ ભાની વીગેરે દારૂ કરે છે તેથી ઘણી એ ભાની દુર વીચાર કરે છે.

તે સમજાવીને બંધ કરે છે આ આપણો અરિષ્ટ,
બાળ લગ્નના યજ્ઞ સકળ પણ રદ કરતો પાપિષ્ટ વ્યાજબી.
બેશી રહે સર્વ સ્વજશે એ હક આપણો અમુલ,
આળસથી પાછળ બહુ નડશે ભારે ભયંકર ભૂલ. વ્યાજબી.
વળી સુધારકસિંહ તણે ઘર વનિતા બહુ રૂપવાન,
સકળ વિશ્વનુ નુર ઉતારે માનનીયોનું માન. વ્યાજબી.
રાજ સકળ શોભાવા માટે હરણ તેહનુ કરવુ,
હું આગળ જઇ હરણુ કરૂ સહુએ સજી પાછળ ઠરવુ. વ્યાજબી
આત્મ વેદીના આશ્રમમાં છે આ કલુશાયન કહે છે,
વળી બીજી પણ ખબર વધારે મુંજને આજ મળી છે. વ્યાજબી.
આત્મ વેદીના આશ્રમમાં સહુ ગયા હતા રાજન,
કામ દૂદાની મદદે સોને કરાંવીયાં ભોજંન. વ્યાજબી.
તે રાય હજુ ત્યહાંજ રહેશે સૈન્ય સહિત દશ દીન.
રહયો સુધારક ભ્રાત પીતુ દળ સહીત નીરખવા વંન. વ્યાજબી
કમળાદે પણ એજ અરણ્યે રૂષીપત્નીયો સંગે,
ઔષધીયોનો અનુંભવ કરવા ફરે છે ઉજવલ અંગે. વ્યાજબી.
એમ સુણીછે ખરી બાતમી અન્ય ભક્તના મોથી.
લાગ તપાસી લઇ આવું હું સુદર નયની ત્યાંથી. વ્યાજબી.
તમે રહો પાછળ સૌ સેન્યા સહીત થઇ તઇયાર,
જે યુધ કરવા આવે સામા કરજો તે સંહાર. વ્યાજબી.
ઘણા ભક્ત આપણુને મલશે, હશે ભક્તિમાં ચુસ્ત;
પરમારથ સીહના પુત્રનો એમજ થાશે અસ્ત, વ્યાજબી.
એમ કહી બેઠો ઉત્તમ રથ, હાકયા હય બહુ જોરે;
આશ્રમના વનમાં આવીને, ગુપ્ત રહો છે મોરે. વ્યાજબી.
એક સવારમાં ફરતી કમળાદે, રૂષીપત્નીયો સાથે;
ઓષધીયો ઓળખવા માટે આજ્ઞા આપી નાથે. વ્યાજબી
ચાર ચતુર છે રૂષીપત્નીયો, પાંચમી કમળા જેહ;
જોતી વાત ચીતો કરતી ગઇ, વનમાં આધી એહ. વ્યાજબી.
દુરથી દૈત્યે દીઠી દામનીવત, તેજસ્વી નાર;

મોહ પાસમાં પડીયો મૂરખ ઉલટયો પ્રેમ અપાર. વ્યાજબી.
થઈ કામાન્ધ નજીક ધશી આવી બોલ્યો હે મૃગનયની,
હુ કુધારકાસુર આશક તમપર હોસજ પૂરો હૃદયની. વ્યાજબી.
એમ કહી અતી ધંન કરવા લાગ્યો લજ્જા લોપી,
ખશી ગઇ કમલા થઈ ચંચળ, કેણુ કહ્યાં બહુ કોપી. વ્યાજબી.
અરે મૂર્ખ શું અંધ થયો છે, અધર્મના અવતાર;
અડીશ મને તો થાશે તારો શ્રાપ બળે સંહાર. વ્યાજબી.
એમ સુણીને આઘો ઉભો, થર થર કાયા કાંપી;
વળી જોરપર આવ્યો પાછો, જઈ બ્રાહ્મણીયો ચાંપી. વ્યાજબી.
ખડગ કરી ખુલ્લુંને કહે છે, અરે વીપ્રરંડાઓ;
આ સ્ત્રીને મુજ રથપર નાંખો, જરૂર પછીથી જાઓ. વ્યાજબી.
કહ્યુ કર્યા વીણુ જવા માંડશો, છેદીશ સહુનાં શીશ;
એમ કહી આંતરીને ઉભો, આણી અદકી રીશ. વ્યાજબી.
ૠષીપત્નીઓ કહે આટલી, સુણુ અમારી વાત;
પછી કહીશ તુ તેવું કરશું મર્ણ ભયે સાક્ષાત. વ્યાજબી.

### વલણ.

પરનારીની પ્રીતથી, પામ્યા ઘણા પતંન રે;
મંદમતી માને નહી, જેને રૂઠયા ભગવંન. રે;

---

## અધ્યાય ૪૨ મો.

### ગરબી.

દેશી મીત્રો દુઃખ સરવે ટાળો રે, આપણા દેશનું; એરાગ.
ઓ મંદમતી વિચારીને તુલના કરતુ ચિતમાંહી,
પરનારતણી પ્રીતે કવણુ સુખ પામ્યા કેને કયાંહી;
જો રાવણુ સરૂખો મહા બળીયો, બહુ ક્રોધી ભયદછળ અણુ કળીયો;
તેને કુટુંબ દળ સાથે દળીયો. ઓ મંદમતી.
નૃપ દુર્યોધન સરખા નધરા, તેણે દ્રુપદ સુતાનાં ચીર હર્યાં;

ખોઇ રાજ પાટ મુઆ નવરા. ઓ મંદમતી.
વૈરાટપતી નૃપનો શાળો, કિચો કીચક જાર મતીવાળો;
તેને શતબંધુ સાથે બાળ્યો. ઓ મંદમતી.
જેથી બ્રહ્માજીનો ભાર ગયો, જેથી ચંદ્ર સદા ક્ષય રોગી થયો;
જેથી ઇંદ્રે શતભગ શ્રાપ સહ્યો. ઓ મંદમતી.
થઇ કર્ણઘેલાની જેહ ગતી, ગયું રાજ ને સંકટ પામ્યો અતી;
દે દુષ્ટને શ્રાપ બળીજ સતી. ઓ મંદમતી.
જેને રાય નમે સર્વે આવી, કરે રાજ જગતનું જે ફાવી;
તેને પરનારે નાંખ્યા ચાવી. ઓ મંદમતી.
જેનાં બળ લશ્કર જગમાં બહોળાં, ફરતા રક્ષક ટોળેટોળાં;
તેને પરનારે રણમાં રોળ્યા. ઓ મંદમતી.
જે મતીવાન ને છળ બળીયા, સૌ કળાકુશળ મીત્રો મળીયા;
તેને પરનારે ઉભા ગળીયા. ઓ મંદમતી.
જેથી દંપતી મન ખાટાં થાય, પરસ્પર ઘર ભાગી જાય;
નવ સ્નેહ રહે દુઃખીયાં થાય. ઓ મંદમતી.
સૌ શાસ્ત્ર વિષે પરનારતણું, કહ્યું ધર્મ વિરૂદ્ધ એ પાપ ઘણું;
નવ એ ભણી ઉભા રહીએ ક્ષણું. ઓ મંદમતી.
પડી દાવાનળમાં ખુશી રહેવું, ડુબી સાગર જળમાં સુખ લેવું;
પરનાર પ્રીત સુખ છે તેવું. ઓ મંદમતી.
જેણે સ્નેહ કર્યો પરનાર થકી, તેની જાણવી કર્મ ફુટયાની વકી;
નવ માને જડમતી જાર જકી. ઓ મંદમતી.
એની આંખતણા જે અણુસારા, એ બારે ભયના ભણકારા;
જમપુરીનો માર્ગ જણવનારા. ઓ મંદમતી.
કહે વીરહી વચન મુખ મલકાવે, સહુ દુઃખના વાવેતર વાવે;
ગળુ પકડી કુએ ડુબાવે. ઓ મંદમતી.
કહી જારતણો નહીં ભાર રહે, એને કાછડી છુટયો સર્વ કહે;
નિંદે જન આજુ દુઃખ સહે. ઓ મંદમતી.
ભય મરણ ફરે તેને માથે, ધન બળ જશ તુંર ખુએ હાથે;
નવ કોઈ રહે તેની સાથે. ઓ મંદમતી.

વીચારીને તુલના કર તું ચીત માંહી,
પરનારતણી પ્રીતે કવણ સુખ પામ્યા કહેને ક્યાંહી.

**વલણ.**

તરણી આગળ તેજથી સીંહની આગળ લંકરે રે,
પરસ્ત્રી આગળ પાપથી અવધી આડ અંકરે રે.
નારકી મારગ નીરખવા નેત્ર ખરૂ પરનાર,
સુઝે રસ્તો સ્વર્ગનો શીયળ નેત્રથી સાર રે.



## અધ્યાય ૪૩ મો.

### રાગ ધનાશ્રી.

અવગુણ કળી કૃષ્ણ રંગ અમીતજી,
ચોટયો કુતર્ક ચિકટ સહીતજી.
શીખામણ જળ રેડો સદાયજી,
સાફ નહીં થાય જળ ગગડી જાયજી.

### રાગ મલ્હાર.

શીખામણ અડકી ન અસુરને કહી રૂપીપત્નીએ જેહજી,
દાઝેલો વળ વધુ જોર કરે એમ ઉલટો કોપ્યો એહજી.
તમે ભીક્ષુક બ્રાહ્મણીયો શું સમજો ઊંધુ કહો છો આમજી,
કેમ જવાદઉ ત્રૈલોક મોહની વીષયનો વીશ્રામજી.
તર્ત મુકો મુજ રથમાં આને હોય જીવ્યાની આશજી,
નગ્ન ખડ્ગ એમ કહી ઉગામ્યું પ્રલય અગ્નિ પ્રકાશજી.
રંડતી કપતી કામનીયોએ કમળાને કહ્યું માતજી,
ભવિષ્ય વિચારીને હાલ પધારો થાશે અસુરનો નીપાતજી.
ભુભાર હરવા ભારત દેવીએ જન્મ લીધો છે જાણજી,
વીપ્ર વનીતાયે કર અડકાડએ બેઠાં રથ નીવારણજી.
પછી હાક્યો રથ બહુ વેગ થકી નીજ લશ્કરમાં જઈ મળીયોજી,

યુદ્ધતણી ગોઠવણી કરે ઘણી કુધારકાસુર બળીયોજી.
રૂષીપત્નીયો રોતી કકળતી આવી આશ્રમ માંયજી,
સુધારકસિંહને કહ્યું સરવે વૃતાંત માંડીને ત્યાંયજી.
સાંભળીને થયો ક્રોધ પૂરણ પૃથ્વિ હાથ પછાડેજી,
વીશ્વ રિપુ ખળ તસ્કર લંપટ જુલ્મ કર્યો ધોળે દહાડેજી.
નિજ પિતુને બીજા ભુપતીયોને કહ્યું અસુરનું કુકર્મજી,
એ દુષ્ટને હવે શાશન કરવું એજ ક્ષત્રીનો ધર્મજી.
શક્તિવાન જો સાંખે સંકટ દીનતણી શી દશાયજી,
પરમેશ્વર ગૃહ પીડા મટાડે શું જો પોતે ગ્રહથી પીડાયજી.
વીદ્યાગુરૂ અવગુણ ભરેલો શીષ્યોને શા શા સદગુણજી,
માતપીતા હોય અનીતિ પૂરણ સુતને કહે નીતિ કોણજી.
આગળ ન પડે મોટા થઇ પછી કોણ એ કારજ કરશેજી,
સીદ્ધીરૂપી સ્ત્રી બીકણ બાયલા વ્યંડળને નહીં વરશેજી.
એ દુષ્ટે અતી ઉપદ્રવ માંડ્યાં પરિવારથી ફેલાઇજી,
ચૈતન સર્વનાં ચુશી ગયો ફરિ દેશ બધે દુખદાઇજી.
ઓ સેનાપતી સજ થાઓ સકળ બળ લસ્કર સાથે આજજી,
કુધારકાસુરનાં મુળ કાઢુ દીલની ઓલાય દાઝજી.
આર્યનાં ઉત્તમ કુળ એણે ઉજડ કીધાં અનેકજી,
શુરાતની બીજ નાશ પમાડયું રહી ગયા નિર્બળ છેકજી.
વીદ્યા ભણવી વ્હેમ તજીને. વીચરવુ વીદેશજી,
વિખ્યાત થાવું વિશ્વ સકળમાં સોધવા હુંન્નર હમેશજી.
જેમ બને તેમ સ્ત્રી પુરૂષોયે વધારવું બ્રહ્મ ચર્યજી,
સંસારી થાવુ ન અઘટીત વયમાં સંપી બની રહેવુ આર્યજી.
બળાતકાર વૈધવ્ય ન કરવું ધરવું ન મિથ્યાભિમાનજી,
દેશાભિમાન કળા નીતી સદગુણ તથા વધારવુ જ્ઞાનજી.
એ ઉત્તમ યજ્ઞોનો ઉચ્છેદ કીધો વરતાવી દીધો અધર્મજી,
શોધ કરો ક્યાં સારાં દીસે છે કુધારાસુરના કર્મજી.
એમ કહી કરી સેના સકળ સજ રણ વાજાં વગડાવ્યાંજી,
નોબત ઢોલ મૃદગ ઉમંગે નીશાન બહુ વગડાવ્યાંજી.

પરમાર્થસેનને આશ્રમેરાખી પુત્રો સકળ રણ ચઢીયાજી,
વ્હેચી લીધા નિજ સૈન્ય વિભાગો પંચાત એહમાં પડીયાજી.
સંગ ચઢયા બહું ભુપાળ બીજા આંણવા દુષ્ટનો અંતજી,
જ્ઞાની વિવેકી શુરા પરમારથી જેણે જાણ્યા ભગવંતજી.
કોઇ ગયા ભુપ અસત્ય બહાનો કાઢીને નીજ દેશજી,
કોઇ કહે થયુ નુંકશાન એને આપણને શો કલેશજી.
કોઇ કૂધારાસુરના હતા ભક્ત ખરેખરા ભાવીજી,
તે જઇ કુધારાસુરને મળીયા આડ ફંટાતા આવીજી.

### વલણ.

ચઢયો સુધારકસિંહ રણમાં સાંગ ધનુશ શર હાથરે
નીજ બંધુ સહિત છે સેન પુઠે ચઢયા અવર નરનાથરે રે.



## અધ્યાય ૪૪ મો.

### રાગ મારૂ.

ચઢયો દળ સજી યુધ્ધે તે રાય ઘણી જયમ ચઢે મેઘ ઘટાય,
સ્યામ હસ્તી સુધારા ધાય, (જાણે) વાદળી [૧]દધિ જળ લેવાજાય;
વાવટા હેમ જરિયાન વાળા, ઉડે પવને થાય ચળકારા,
ચમકે શાસ્ત્રને શુરવીર પાસે, જાણે [૨]તડિત શુ ચમકી આકાશે;
ગાજે ઢોલ નોબત ઘન ઘોર ઉછળે સુરસિંહ સજોર;
મોઘા મશાલાને ચંદી ચરીયાં, પીઠે લૈ સ્વાર નાચે પાખરીયા;
સજયા કવચ આયુદ્ધને ટોપ, કરતા શત્રુ ઉપર બહુ કોપ;
રીસે રક્ત લોચન દંત પીસે, ઉકલ્યું રૂધિર તનમાં અતીશે;
એવા વીર ચાલે થઇને મરણીયા, સતી શુદ્ધ ક્ષત્રાણીયે જણીયા;
રથે બેશીને સાધવા અર્થ, સુધારકસિંહ ચાલ્યા સમર્થ;
પાછળ ભ્રાત પોતાની સેન્યાય, દળ સહિત પુઠે બીજા રાય;

---

૧ સમુદ્ર. ૨ વીજળી.

દોટે રથો ઘણા ધમ ધમે, ધીર હીંડે ધરા ધમ ધમે;
હીંડે હય બોલે છે હહણાટ, હસ્થી ત્રાડે થાએ સણણાટ;
ચતુંરંગી છે સેના અપાર, ઉઠે રજ થાય છે અંધકાર;
એવે દૂરથી દીઠો દળસંગ, કુધારા સુર શત્રુ અભંગ;
અન્ય રાક્ષસો સંગ અપાર, સુત જમાતને પરિવાર;
મોટા રથ બહુ અશ્વ જોતરિયા, પૌઢ દૈત તેમાં ક્રોધ ભરિયા;
બળથી તાણી ન શકે [1]તુરંગ, એવા મોટા વિસ્તારીત અંગ;
આગે બળીયો કુધારકાસુર, રથે બેઠો મદે ચકચુર;
ઘણાં વંશોને મુખે કરડતો, મોટા બરાડા પાડીને બબડતો,
ઉતમ મનુસોનું આશન કરીને, બેઠો [2]કૃતાંત રૂપ ધરીને;
પાસે પુનર્લગ્નારી પીશુની, રથે બેશી ખુંખારતો ખુની;
બાળ વિધવાઓના મુખ કચરી, બેઠો ઊંચુ તે આશન કરી;
બાળલગ્નાસુર બળવાન, મોટે રથ બેઠો કાળ સમાન;
બીજા અસૂરો રથે હયે પાળા, શસ્ત્ર કરમાં રૂધિર ઓધરાળા;
મલીન ગંધાતા બહુ મદ્યપાની, પ્રૌઢ વિરૂધ અન્યાયી અજ્ઞાની;
બંને દળમાં તે રણતૂર વાગે, બોલે બીરદાવલી શુર જાગે;
સામ સામી બેલંતાં અખડીયાં, બાણ ધનુષ ટુટિ પડીયાં;
ફેંકી શર સામસામા બળમાં, કટે બહુ નાશ ઉભય દળમાં;
કુધારાસુરને કરી હાંક, ત્યારે પૃથ્વિ ચઢી સહુ ચાક;
ક્યાં જઇશ તું કમળાના ચોર, કરે પાપી કુકર્મ કઠોર;
કુપથાસુર કહે સામો આવ, અલ્યા ધનુષ શું તાણી જણાવ;
એમ કહીને મુક્યા [3]સર વીશ, ત્યારે પ્રભુએ મુક્યા ચાલીશ;
મુક્યા આઠ કોપીને સુરારી, સત મૂકીને ગાજ્યા મુરારી;
મુક્યા દશ શત શર દૈત હાથે, લક્ષ સર મુક્યા કમળા નાથે;
દશ લક્ષ અવિદ્યા કુમારે, કોટી મૂક્યા શાંતિતને ત્યારે,
ચાલે શર બળમાં સુસવાટે, ત્રાડે હસ્તી કુંભસ્થળ ફાટે;
કોટી સર જાળે કુધારાસુર, વીટયો જોઇ થયો ક્રોધ પુર;

---

૧ ઘોડી. ૨ કાળ. ૩ શર મત.

હું છુ મહા ભયમાં એવું જાણી, ૧શક્તિશર મુકીયો ધનું તાણી;
જાણે વિધુત ૨સર્વતું સત્વ, ત્રૈલોકના અગ્નિતું તત્વ;
એ શરે સહુ શરજાળ છેદી, શાંતિ તનનું હૃદય નાંખ્યું ભેદી;
પડ્યા મુરછાયે પૃથ્વિ મોઝાર, થયો સૈન્યમાં હાહાકાર;
પડ્યા ધરણીયે પુરણ કામ, દૈતપતીને મળ્યો વિશ્રામ,
થોડી વારમાં હોકારો કરતા, ઉઠયા અદ્ભુત જેની ઇશ્વરતા;
બેઠા રથમાં થઇ સાવધાન, યુદ્ધ કરવા લાગ્યા ભગવાન;
કુધારાસુર કહે છે હે ક્રુર, બંધુ સહિત જશે જમપુર;
તારી સ્ત્રી હું હરી લાવ્યો પાસ, પાછી મળવાની છોડજે આશ;
સુણી કોપીયા શાન્તી કુમાર, કરી બળ મુકયાં બાણુ અપાર;
ભેધું કુધારાસુરતું શરીર, ઢળ્યો ધરણી તે ઓકગો રૂધીર;
ઉઠી તુરત મુકયા શર તેણે, છેધા સર્વ સુધારકસેને;
ક્રોધે ભરાઇ કમળા કંથ, કહે જાણજે આવીયો અંત;
દુષ્ટ ખળ દેશના રિપુ ગુપ્ત, કર્યો ધર્મ સકળ તમે લુપ્ત;
એમ કહીને મંત્ર અભંગે, અર્ધ ૩ચંદ્ર માર્યું દૈત અંગે;
ભેધું અંગ સપાટે ઉછળીયો, મુર્છા ખાઇને ધરણી ઢળીયો;
ઘણા કોપથી શાન્તિકુમાર, કરતા અસુર દળ સંહાર;
મચ્યો ધંધ ધરા ધમધમે, જોઇ કાયર તન કમકમે;
પુનર્લગ્નારી સિંહ સુબોધ, ઘણું યુદ્ધ કરે ધરી ક્રોધ;
મારે સર એક બીજાને રીસે, બોલે મર્મ વચન દંત પીસે;
કરતો અસૂર ઘણો શર માર, ત્યારે કોપ્યા દયાદે કુમાર;
બ્રહ્મ શક્તિ કરી શરજેહ, મુકયું મંત્ર ભણીને તેહ;
પ્રલે કાળની વીજ્ર સમાન, વાગ્યું દૈત પામ્યો અવસાન;
તેનો સુત નૃહખંડણ તડીયો, ગીરી પાષાણ લઇ ટુટિ પડીયો,
માર્યો સારથી અશ્વ સહિત, થયા સુબોધ વાહન રહિત;
ખુલ્લી ખડગ લેઇને ખચીત, ધાયા વેગે તે યુદ્ધ પુનીત;
ગૃહ ખંડણને કરી ઘાય, ૪અસિધારયે કિધા કડકાય;
તેની બેન જેહ બાળ હત્યાય, આવી કદરૂપ કાળી કૃત્યાય;

૧ રૂદ્રી ૨ વીજળી ૩ વાંકુ ( વિરૂદ્ધ મતવાળું ) ૪ તરવાર.

વેગે સુબોધ સિંહને ઝાલી, અશ્વ સહીત મુખે દીધો ગાલી;
પડી પેટમાં અંગ વધારી, ચીરી નાંખી તે બાળ હત્યારી;
ગાજે સુબોધ મેઘ અસાડો, મારે અસુરોને માર ઉઘાડો;
કોના કર પદને શીશ છેદે, પેટ હૃદય ભાલે કરી ભેદે;
હવે ધીરજ સિંહ જે ધીર, બાળલજ્ઞ સાથે વઢે વીર,
દૈતે સારથી કીધો પતંન, ત્યારે કોપ્યો ઘણું ધૃતી તંન;
૧બ્રહ્મચર્ય એ બાણુ અભંગ, મુંકયુ ક્રોધે રાખ્યો રણુ રંગ;
બાળ લગ્નાસુરને તંન, વાગ્યું બાણુ તે પામ્યો પતંન;
ધાયો વ્યભિચારાસુર એનો સુત, જીવ લેવા જાણે જમદુત;
ધીરજ સિંહે ત્યાં બાણુ ચલાવ્યુ, પેલા દુષ્ટનું શીશ ઉડાવ્યું;
વ્યર્થ વહેમાસુરની સંગ, લડે સુતર્ક સિંહ અભંગ;
અન્ગો અન્ય કરે છે ઘાવ, સમા સામી ચુકે નહી દાવ;
શર તોમરને ભીંડીપાળ, મારે આયુદ્ધ બહુ વીકરાળ;
કોપ્યો વ્યર્થ વ્હેમાસુર જાણુ, માર્યું કાળ રાત્રીનુ બાણુ;
થયો અમોઘ ત્યાં અંધકાર, મુઝવ્યા પરમાર તોમાર;
જોઇ કોપ્યા સુમતી કુમાર, મુક્યાં દીવ્ય તે બાણુ અપાર;
વળી દ્વાદશ રવીનુ બાણુ, મુકી દૈતના લીધા પ્રાણ;
દોડી દરિદ્રતા તેની સુતા, પ્રૌઢ રૂપ ભયદ અદભુતા;
વીદ્યાધર બાણે મારી અસુરી, ગાજ્યો સુમતી તનનાદ કરી;
માન સિંહને વિદ્યા નાશંન, વરસાવતા શર પરજન્યર;
દારૂણુ યુદ્ધ ક્ષમા સુત સાથે, કીધુ વિદ્યા નાશન દૈતનાથે;
માનસિંહે મારી શરબળમાં, પાડયો પૃથ્વિએ અસુર ને પળમાં;
કીર્તી મર્દનને જસવંત, વઢી મારતા બાણુ અનંત;
ભેદે એક બીજાનાં આયુદ્ધ, છેદે ટોપ કવચ કરી યુદ્ધ;
કોપ્યો રણુમાં સુકીર્તી કુમાર, દીવ્ય શરે કીધો દૈતઠાર;
મીથ્યા ભિમાનાસુરથી ફરી, કરે યુદ્ધ કૃતજ્ઞ કેસરી;
કહે અસુર શુ વઢશે તું બાળ, નીશ્ચે કરીશ હું તારો કાળ;

---

૧ બ્રહ્મનુ તેજ ઓજ. ૧ વરસાદ.

ત્યારે બોલીયો ઉપર તી તંન, કરે ખર તુલ્ય વર્ષે વહન;
જાણે શું તુ ! હુ ક્ષત્રીનો તન, ૧વન્હિ રૂપ દૈત કાષ્ટ દહન;
એમ કહીને અતીશે આખડીયા, શસ્ત્ર લઇ પરસ્પર તુટી પડીયા;
દારુણ યુદ્ધ કીધુ દૈતરાયે, કોપ્યો ઉપરતી તન બહુ ત્યાંયે;
ઉંચગર્વ એ નામે અમોઘ, માર્યો શરમહા અગ્નિનો ઓઘ;
તે શરે મુઓ દૈતરાજન, ગાજ્યો પરમાર્થ સેનનો તન;
દોડી આવી ધા નામે અસુરી, યુદ્ધ કરવાને પાપણી પુરી;
મારી તેને વાગી શત્રુબાણ, કૃતઘ્ન સિંહે લીધા પ્રાણ;
એમ કુધારા સુરના સંબંધી, પામ્યા મર્ણ સહિત સેન સં[illegible]ી;
મુર્છા ખાઈ પડયો હતો જેહ, ઉઠયો કુધારકા સુર તેહ;
મુકયો નિઃશ્વાસ નીરખી અનર્થ, વળી વઢવા ઉઠયો તે સમર્થ;
સુધારક સિંહ સન્મુખ ત્રાડી. ધાઇ આવી તે લીધો ઉપાડી;
ઉઠયો ગગન વીશે તે ગરીષ્ટ, આણી અંતર ક્રોધ અરીષ્ટ;
છુટયા મહા બળથી બળવાન, વઢતા ગગન વીશે ભગવાન;
દંત પીશીને પકડયું શીશ, કોપ્યા અતિશય કમળા ઇશ;
નાંખ્યો ધરણી કુધારકા સુર, પડયો ભડડ ભુતળમાં તે ભુર;
તે પર વેગે પડ્યા શાંતીતંન, મારી ૨અસ્ત શીશ કીધુ છેદંન;

**વલણ.**

શીશ છેધુ ત્યાં અસુરનુ, વરત્યો જે જે કારરે;
દુંદુભી વાગ્યાં દેવનાં, થઇ પુષ્પની વૃષ્ટી અપાર રે;



## અધ્યાય ૪૫ મો.

### રાગ મલ્હાર.

પુષ્પ તણી થઇ વૃષ્ટી પ્રભુપર આનંદ વરત્યો આ[illegible]જી,
સ્તુતી કરતાસહુ સુર મુની સાથે ઇંદ્ર અશ્વ [illegible]જી.

---

૧ અગ્નિ. ૨ તરવાર.

બોલ્યા સુધારક સીંહ પ્રભુ ¹સ્વરવૈદ્ય પ્રત્યે વાણીજી.
સૈન્ય અમારૂં અચેત પડયું તે ઉઠાડો ખુશી આણીજી.
પછી સ્વવૈદ્યે શુભ અમૃત છાંટી ઉઠાડ્યા સહુ જનજી,
આનંદી જય જય શબ્દ સહિત મેલ્યાં કમળાદે ભગવંનજી.
વાજતે ગાજતે સૈન્ય સહિત આવ્યા મુનીવરને આશ્રંમજી,
પરમાર્થ સિંહ પીતાને નમ્યા પ્રભુ ધારી પોતાનો ધર્મજી.
પછી દેવ સકળને ભુપતી બીજા ગયા પોતાને સ્વસ્થાનજી,
બંધુ પીતા સ્ત્રી સૈન્ય સહિત નિજનગર ચાલ્યા ભગવાનજી.
પુર બહાર આવી પડાવ કીધો ખબર થઇ પુરમાંયજી,
રૈયત સહુ રળીયાત બનેલી આવી મળવા ત્યાંયજી.
શોભા સહિત રાજ મંદીર આવ્યા કરતા બહુ પરમાર્થજી,
સભા ભરી કીધ કાવ્ય કળારસ નાયકના શાસ્ત્રાર્થજી.
ભોજન આપ્યાં ભાવતાં સહુને આનંદ ઓચ્છવ કીધોજી,
પરમાર્થસેને સુધારક સીંહને ગાદીપતી કરી દીધોજી.

વૃદ્ધ પીતા વનમાં તપ સાધે પુત્ર કરે છે રાજજી,
નીતીએ કરી સૌ રૈયત ચાલે કાંઇ ન કરે કુ કાજજી.
સુરભિ રૂપી આ ભારત ભુમીને દોહી સુધારકસેનેજી,
ઔષધીને ધન ધાન અતીશય ઉપજાવ્યું બહુ એણેજી.
વીયોગ ફક્ત કમ ડને છે અન્યને નહી વીજોગજી,
ડાગનો તંત્ર એ દુર થકી પણ સ્નેહીનો કરે સંજોગજી.
ગૌ બ્રાહ્મણનુ મહા દુઃખ ભાગ્યું એવી રીતે આવી નાશેજી,
સુરભિ તણા સુત ભાર વહી વહી મરતા હતા બહુ શ્વાસેજી.
તે સારૂ વીણુ બળદની ગાડી કીધી મંત્ર બળ મુકીજી,
અતુલીત ભાર વહે જાય ઝડપે હનુમાન વેગે હુકીજી.
વળી બ્રાહ્મણને પોતે કૃષ્ણાવતારે કોપી દીધો હતો શ્રાપજી,
નીચ કરમ ભીખતણું આચરજો પુરણ જેમાં પાપજી.
અ ડ કીધો તે શ્રાપતણો અહીં આપ્યા અન્ય ઉદ્યોગજી,

---

૧ ર ની કુમાર.